# આત્મજ્ઞાન

અને

# વિશુદ્ધ બ્રહ્માનુભવ

॥ ॐ नमो भगवते श्रीसूर्यायाक्षितेजसे नमः




સંપાદક :

શ્રીસદ્દગુરુચરણરજ, પરમાનન્દ લક્ષ્મીરામ ત્રિવેદી

॥ ॐ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

॥ ॐ नमो भगवते श्रीसूर्यायाक्षितेजसे नमः ॥

જેણે પ્રથમ હિરણ્ય ગર્ભરૂપ બ્રહ્માને ઉત્પન્ન કરી સર્વ વેદો આપેલા છે.

**यो ब्रह्मांणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै ।**
**तं देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥**

તે પરમાત્મા અજ્ઞાનીથી ૐ ૐ तद्दूरे



तदन्तिके इति श्रुतिः ॥ તે બ્રહ્મજ્ઞાનીઓને નિત્ય પાસે ૐ

# આત્મજ્ઞાન અને વિશુદ્ધ બ્રહ્માનુભવ

---

**तावद्गर्जंति शास्त्राणि जंबुका विपिने यथा ।**
**न गर्जति महाशक्तिर्यावद्वेदांतकेसरी ॥**

જ્યાં સુધી અરણ્યમાં મહાબલવાન્ સિંહ ગર્જના કરતો નથી ત્યાં સુધી જેમ શીઆળીઆં ત્યાં ગર્જના કરે છે, તેમ જ્યાં સુધી મનુષ્યના સમૂહમાં લોકોત્તર એવા વેદાંતસિદ્ધાંતની ગર્જના થતી નથી ત્યાં સુધી ત્યાં અન્ય લૌકિક શાસ્ત્રોના સિદ્ધાંતોની મિથ્યા ગર્જના થયા કરે છે.


સંપાદક:

**શ્રીસદ્ગુરુ ચરણરજ, પરમાનન્દ લક્ષ્મીરામ ત્રિવેદી.**

શ્રીદક્ષિણામૂર્તિ શ્રીરામનાથ મહાદેવ, સિહોર—કાઠિયાવાડ.

—: चेत :—

जन्मदुःखं जरादुःखं मृत्युदुःखं पुनः पुनः ।
संसारसागरे दुःखं तस्माद् जागृहि जागृहि ॥

---

पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही ।
एतत्सर्वं पुनर्लभ्यं न शरीरं पुनः पुनः ॥



મુદ્રકઃ—મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ.
મુદ્રણસ્થાનઃ—આદિત્ય મુદ્રણાલય : રાયખડ : અમદાવાદ.

—: સંપાદક :—

પરમાનન્દ લક્ષ્મીરામ ત્રિવેદી; સિહોર—કાઠિયાવાડ.

| | |
|---|---|
| આવૃત્તિ ૧લી | સંવત ૧૯૯૨ |
| પ્રત ૧૩૦૦ | ઇ.સ. ૧૯૩૫ |
| આવૃત્તિ ૨જી | સંવત ૧૯૯૫ |
| પ્રત ૨૩૦૦ | ઇ.સ. ૧૯૩૯ |



---

ऐश्वर्यं स्वप्नसंकाशं यौवनं कुसुमोपमम् ।
क्षणिकं चलमायुष्यं तस्माज्जागृहि जागृहि ॥

---

मृत्योर्बिभेषि किं मूढ भीतं मुञ्चति किं यमः ।
अजातं नैव गृह्णाति कुरु यत्नमजन्मनि ॥

श्रीमच्छंकर भगवत्पादानां प्रादुर्भाव समयः कलिगताब्दाः ३८८९
वैक्रमः संवत् ८४५, निर्णीतमिदं शंकर मन्दार सौरभे–
''प्रासूत तिष्य शरदामति यातवत्या–
मेकदशाधिकशतो नचतुःसहस्त्र्याम इति ।
ॐ नमो भगवते दक्षिणामूर्तये अस्मै प्रज्ञां प्रं. शं. स्वाहा ॥
ॐ नमो भगवंतेतुभ्यं वटमूलवासिने प्रज्ञामेधादि सिद्धिदायिने मायिने नमः ॥



જગદ્‌ગુરુ શ્રીમદ્‌ગુરુ સર્વજ્ઞમ ભગવાન શ્રી આદ્યશંકરાચાર્ય.

मा भैर्विद्वंस्तवनाम्त्यपायः संसारसिंधोस्तरणेऽस्त्युपायः ।
यत्नैव यातायतयोऽस्यपारं तमेव मार्गं तव निर्दिशामि ॥ श्रीशंकराचार्याः ॥

હે વિદ્વાન, તું સંસારથી ભય ન પામ, સંસારવડે તારો નાશ થવાનો નથી કેમકે સંસાર સાગર તરવાના ઉપાય છે, યત્ન કરનારાઓ જે માર્ગવડે આ સંસાર સાગરના પારને પામ્યા છે તેજ માર્ગ હું તમને દેખાડીશ.

N. C. Mfg. Co. Bombay, I.

"श्रीमन् महागणाधिपतये नमः"
"ॐ नमः शिवाय ॐ नमो महादेवाय ॥"

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानन्दमाधवम् ॥

तत्र परमहंसा नाम संवर्तक, आरुणि, श्वेतकेतु, दुर्वासस्,– ऋभु, निदाघ, जडभरत, दत्तात्रेय, रेवतक, भुषुण्ड, प्रभृतयः ॥

સંવર્તક, આરૂણિ, શ્વેતકેતુ, દુર્વાસા, ઋભુ, નિદાઘ, જડભરત, દત્તાત્રેય, રેવતક, ભુષુણ્ડ આદિ પરમહંસોના ચરણમાં અનંત સાષ્ટાંગ દંડવત્ પ્રણામ પ્રણમું છું.

ॐ नमोनमः ॐ तत्सत् गुरवे परमात्मने नमः ॥

वंदौं गुरुपदपंकज, कृपासिंधु नररुप हरि ।
महामोह तमपुंज, जासु वचन रविकर निकर ॥

મહાન્ કારૂણ્ય વેદમૂર્તિ, શાસ્ત્રવિશારદ, વિદ્વદ્વર્ય, શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ પરમપૂજ્યપાદ સદ્ગુરુ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી. શ્રી. ૧૦૮ સ્વામીજી આત્માનન્દજી [ પંડિતજી ] બાપુના ચરણકમળમાં સર્વોપચાર યુક્ત પૂજાસહિત સવિનય અનન્ત સાષ્ટાંગ દંડવત્ પ્રણામ પ્રણમું છું.

અધ્યાત્મજ્ઞાન દિવાકર પરમપૂજ્યપાદ મહાત્માશ્રી ૐકાર સ્વામીજી, તથા દૈવી વ્યક્તિઓરૂપ પૂજ્ય વિભૂતિઓને સર્વોપચાર યુક્ત પૂજા સહિત સવિનય અનન્ત સાષ્ટાંગ દંડવત્ પ્રણામ પ્રણમું છું.

# વિષય-સૂચી



હ્રસ્વદીર્ઘ, કાનોમાત્રા યંત્રદોષથી ઊડી ગયાં હોય તે વિવેકી વાચકે અર્થનો સબંધ મેળવી સુધારી વાંચવાં.



**સદ્ગત કુમારી બ્હેન વીરમતી.**

જન્મઃ સંવત૦ ૧૯૭૫ ફાગણ સુદ ૭ શનેઉ.

સ્વર્ગવાસ. સંવત૦ ૧૯૯૫ મહા સુદ ૫ બુધે.

**સદ્ગત કુમારી બ્હેન રસિકમણી.**

જન્મઃ સંવત૦ ૧૯૭૭ આષાઢ સુદ ૧૧ શુક્રે.

સ્વર્ગવાસ. સંવત૦ ૧૯૯૫ ફાગણ સુદ ૧૫ રવેઉ.

# "ॐ नमो भगवते वासुदेवाय"

**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ गी. अ. ६-४१**

**આ પુસ્તકમાં** ડાબી બાજુનું છાયાચિત્ર સ્વર્ગસ્થ કુમારીબ્હેન વીરમતીનું છે, અને જમણી બાજુનું છાયાચિત્ર સ્વર્ગસ્થ કુમારીબ્હેન રસિકમણીનું છે. તેઓનો જન્મ રા. રા. સદ્ધર્મનિષ્ઠ સદ્ગુણાલંકૃત શાહ કેશવલાલ વલ્લભજી જ્ઞાતે દશાદિશાવાળને ત્યાં મુંબઈમધ્યે થયો હતો. આ બન્ને બહેનોની શારીરિકસંપત્તિ જન્મથી જ તંદુરસ્ત હોવાથી તેમણે પોતાની જિંદગીમાં મોટી માંદગી કદી પણ અનુભવી નહોતી. તેઓ સ્વભાવે માયાળુ, સૌમ્ય, શાન્ત અને ભોળાહૃદયનાં હતાં. દયાને લીધે મૃદુભાવ વગેરે સદ્ગુણો જન્મથી જ તેઓમાં વાસો કરીને રહેલા હતા. તેટલે જ અંશે તેઓમાં ગાંભીર્યતા પણ દેદીપ્યમાન હતી. માતાપિતા અને વડીલો પ્રત્યે તેઓના હૃદયમાં અવિચ્છિન્ન પરમ પૂજ્યભાવ હતો, અને તેઓની આજ્ઞા પ્રમાણે વર્તન કરવામા કદી પણ ભૂલ કરતાં નહીં. પ્રારબ્ધના યોગે કરીને આ બન્ને બહેનોને અલ્પાયુષમાં જ પોતાનાં માતાપિતાની સાથે શ્રીનાથદ્વારા, જગન્નાથજી, કાશી, મથુરા આદિ તીર્થસ્થળોએ સંપૂર્ણ શ્રદ્ધા અને ભાવપૂર્વક પ્રભુપ્રીત્યર્થે બે વખત મોટી યાત્રા કરવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો.

**"नहि कल्याणकृत्कश्चिद् दुर्गतिं तात गच्छति ॥" गी० अ०**

શુભ કાર્યો કરનારનું કદી પણ અકલ્યાણ થતું જ નથી.

**કુમારીબ્હેન વીરમતીનું બુદ્ધિચાતુર્ય અને વિદ્યાભ્યાસ**

ઓગણીશ વર્ષની ટુંકી આયુષ્યની અંદર આ પ્રવીણબ્હેને મેટ્રિક સુધી અભ્યાસ કરી, ભાવિજીવનના અનોખા આદર્શને ભેટવા એટલે કે સનાતનધર્મના સિદ્ધાંત અને સંસ્કૃતિના ધર્મગ્રન્થો વાંચવામાં તેમ જ ઘરકામનું ચાતુર્ય સમ્પાદન કરવા માટે પાશ્ચિમાત્ય સ્કૂલ કેળવણીને ત્યજી દઈ પોતાનાં માતાને ગૃહકાર્યમાં મદદ કરતાં થયાં.

વિદ્યા સમ્પાદન દરમિયાન તેમણે ડ્રોઈંગ અને પેઈન્ટીંગની "સ્કૂલ ઑફ આર્ટ"ની સેકન્ડ એલીમેન્ટ્રીની ઉંચા નંબરે પરીક્ષા પસાર કરી હતી. અને નિવૃત્તિના સમયમાં તેમની વૃત્તિ બહુધા ઈશ્વરપરાયણ રહેતી અને તે સંબંધે ડ્રોઈંગમાં પણ વખત ગાળતાં. તેમ જ તેઓ ભરતગૂંથણમાં અપૂર્વ બુદ્ધિશાળી હતાં અને તેમનું બુદ્ધિબળ એટલું હતું કે તેમના કરેલા ભરતગૂંથણના નમૂનાઓ અદ્ભુત કારીગરીના ચિરસ્મરણ તરીકે તેમની યાદ આપે છે.

આ જગતમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે કે, સુશીલ, સદ્ગુણ-સમ્પન્ન અને આદર્શવાન જીવાત્માઓ અલ્પાયુષમાં સંસાર છોડી જાય છે. તેમ આ બ્હેન ઓગણીશ વર્ષનું ટુંકું આયુષ્ય ભોગવી આ ક્ષણ-ભંગુર નાશવંત જગતને છોડી ઈશ્વરચરણને પામ્યાં છે.

ॐ **शान्तिः । शान्तिः ॥ शान्तिः ॥।**

**કુમારીબ્હેન રસિકમણીનું બુદ્ધિચાતુર્ય અને વિદ્યાભ્યાસ**

આ બ્હેનની યાદશક્તિ અને બુદ્ધિબળ વિચક્ષણ અને તીવ્ર હોવાથી સત્તર વર્ષની ટુંકી આયુષ્યની અંદર તેમણે મેટ્રિકની પરીક્ષા સહેલાઈથી પસાર કરી હતી, એટલું જ નહીં, પરંતુ આગળ વધારે અભ્યાસ માટે તેઓ કૉલેજમાં જોડાયાં હતાં. કૉલેજનો અભ્યાસક્રમ ચાલુ હોવા છતાં તેમની વૃત્તિ ભાવિજીવનના અનોખા આદર્શને ભેટવા એટલે કે, બ્હેન વીરમતીની સાથે સનાતનધર્મના સિદ્ધાંત અને સંસ્કૃતિના ધર્મગ્રન્થો

વાંચતાં અને વિચારતાં હતાં. ઘરકામનું ચાતુર્ય પણ સમ્પાદન કરતાં હતાં અને પોતાનાં માતાને ગૃહકાર્યમાં મદદ કરતાં હતાં. સાદાઈ અને સુવિચાર એ તેમના મુદ્રાલેખ હતા. તેમના અંતઃકરણમાં દયા વિશેષ હોવાથી દીનદુઃખીને અનેક પ્રકારે સહાય કરતાં હતાં. પોતે ઉત્સાહી અને આનંદી સ્વભાવનાં હોવાથી, દરેક કાર્યમાં સહેલાઈથી સફળતા પ્રાપ્ત કરી શકતાં હતાં.

**બન્ને બ્હેનો વચ્ચે** પરસ્પર અવર્ણનિય પ્રેમ એવો હતો કે તેઓ પૂર્વજન્મનાં અતિનિકટ, ગાઢ અને અસાધારણ સંબંધથી જોડાએલાં હોય એવું પ્રત્યક્ષ ભાસતું હતું અને તેના પૂરાવા તરીકે બ્હેન વીરમતીએ સ્વર્ગવાસ કર્યા પછી તેના વિયોગથી તાવની બીમારીના નિમિત્ત વડે, રાજા દશરથની માફક બ્હેન રસિકમણીએ ચાલીસમે દિવસે એટલે કે, સત્તર વર્ષનું ટુંકું આયુષ્ય ભોગવી આ ક્ષણભંગુર નાશવંત જગત્‌ને છોડી બ્હેન વીરમતીના પંથે સંચર્યાં એટલે કે, ઇશ્વર ચરણને પામ્યાં છે.

**ॐ शान्तिः । शान्तिः ॥ शान्तिः ॥।**

**બન્ને બ્હેનોની ઉત્તરાવસ્થાઃ**—વ્યવહારિક જ્ઞાન મેળવવા બન્ને બ્હેનો ગૃહકાર્યમાં જોડાયા પછી જન્મજન્માન્તરના શુભસંસ્કારોને લઇ શ્રીભગવદ્દ્વાકયાનુસાર "**कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति॥**" અ. ૯–૩૧. હે અર્જુન, મારૂં વચન છે કે મારો ભક્ત કૃતાર્થ જ થાય છે. તેમ દિવસે દિવસે પ્રભુ પ્રત્યે તેઓની શ્રદ્ધા અને ભક્તિ વધતાં ગયાં, અને પ્રભુસેવામાં વપરાતાં ફૂલ, માળા, શ્રીઠાકોરજીના વાઘા, અને પ્રસાદની તથા બીજી અન્ય સામગ્રીના કાર્યમાં હંમેશાં બન્ને બ્હેનો માતાને અનન્યભાવે મદદ કરતાં હતાં. અને માતાની ગેરહાજરીમાં દરરોજ પ્રભુસેવાનું કામ ઉત્સાહથી ભાવપૂર્વક અને એકાગ્રચિત્તથી કરવામાં આનંદ માનતાં હતાં.

તેમજ પ્રભુપ્રાપ્તિ એટલે શું ? વૈકુંઠ કૈલાસ સ્વર્ગાદિ ઉર્ધ્વલોક એટલે શું ? અને આત્મજ્ઞાન એટલે શું ? તેનો મર્મ જાણવા બન્ને બહેનો યોગવસિષ્ઠ, પંચદશી વિગેરે આધ્યાત્મિક ગ્રન્થો નિપુણતાપૂર્વક વાંચતાં અને વિચારતાં હતાં અને તે બાબતોમાં પણ સારૂં જ્ઞાન ધરાવતાં હતાં. તેનું કારણ માત્ર અમે એટલું જ જાણી શકીએ છીએ કે, શ્રીભગવદ્વાક્ય " **तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम्॥** " **ગી. અ.** ૬-૪૩ અનુસાર એટલે કે; પૂર્વજન્મમાં પ્રાપ્ત કરેલી બુદ્ધિનો સંયોગ તે અનાયાસે પામે છે.

તે પરમાત્મદેવને કોટાનકોટી નમસ્કારપૂર્વક મારી નમ્રભાવે પ્રાર્થના છે કે; હે કૃપાળુ આ બન્ને બહેનોને આપના કલ્યાણ સ્વરૂપમાં જોડી, તેઓના આત્માને પરમ શાન્તિ એવી મુક્તિ આપો. એ જ હાર્દિક અભ્યર્થના.

" કેટલાક સુધારા વધારા સાથે આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રત ૨૩૦૦ છપાવવાનો ખર્ચ સૌજન્ય સુધાસાગર સદ્ધર્માનુરાગી શેઠ કેશવલાલ વલ્લભજીભાઈ તરફથી સદ્દગત બન્ને બહેનોના આત્મ-કલ્યાણાર્થે કરવામાં આવેલ છે.

મુંબાઈ
સંવત ૧૯૯૫
શ્રીરામનવમી

ભવદીય
**ત્રિવેદી પરમાનન્દ લક્ષ્મીરામ**




मुक्ताभिमानी मुक्तोहि बद्धो बद्धाभिमान्यपि।
किं वदंतीह सत्येयं या मतिः सा गतिर्भवेत् ॥

N. C. Mfg. Co. Bombay. I.

# નિવેદન

કરોડો ધન્યવાદ છે તે પરમાત્મદેવને, કે જેમની અનુપમ કૃપાથી આ ગ્રંથ સમાપ્ત થયો.

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणाहुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥**

વિજ્ઞપ્તિ કે:—આ પુસ્તકમાં લખેલા વિષય ઉપર મહર્ષિઓએ, તથા અનેક જ્ઞાની ભક્તોએ અનન્ત ગ્રંથ લખ્યા છે, છતાં મારી પ્રવૃત્તિ થવાનું કારણ "**येनापि केनापि हृदि स्थितेन नियुक्तः**" અર્થાત્ જેમ હાથમાં પકડેલી કલમ જડ અને અશક્ત હોવા છતાં જેની શક્તિ અને પ્રેરણાથી અક્ષરો લખે છે તેવીજ રીતે જાણી લેવું.

આ પુસ્તકમાં સાદી ભાષાવડે નિજાત્મબોધ એટલે પોતાના નિત્યોપલબ્ધ વિશુદ્ધ આત્માની સમજણ પડે તેવા રૂપમાં શ્રી શ્રુતિ તથા સત્શાસ્ત્રોનાં પ્રમાણ આપી સાધારણ માણસ પણ સમજી શકે તેવા આશયથી સરળ દૃષ્ટાન્તો, યુક્તિઓ અને જરૂર જોગા વિષયો જણાવેલા છે. માટે વાંચનારે ધ્યાન રાખવું કે; જે પુસ્તકમાં પોતાના આત્માનો બોધ કરાએલો હોય તે ગ્રંથ ઉતાવળથી કે ઉપર ટપકે ન વંચાય તોજ તેનું રહસ્ય સારી રીતે જાણી શકાય છે, એટલે કે શંકાઓનું સમાધાન થઇ પોતાના આત્માનો નિશ્ચય થઈ શકે છે. માટે તેવી રીતે જે મનુષ્ય વાંચી વિચારીને સમજી જાય છે તે સહજમાં મોક્ષને પ્રાપ્ત કરી શકે છે.

શબ્દોનો **અર્થ** સમજાય નહીં અને **ગુંચવાડો, ગભરામણ, અને નિરાશા** ઉત્પન્ન કરે તેવા પ્રકારની વિદ્વત્તાભરેલા ભયાનક, રોચક, અને **અલંકારી** શબ્દો નહીં વાપરતાં; અભણ અને સાધારણ માણસો પણ સહેલાઇથી સમજી શકે; અને પોતાના આત્માનો નિશ્ચય કરી અપરોક્ષ[1] અનુભવી શકે; અર્થાત્ જાણી શકે, એવા પ્રકારનું મારૂં દૃષ્ટિબિંદુ હોવાથી પિષ્ટપેષણ ન્યાય મુજબ સરળ ભાષામાં અને સમજી શકાય તેવી રીતની **યુક્તિઓ** અને **પ્રમાણ** દર્શાવેલાં છે.

**મુમુક્ષુ-મોક્ષેચ્છુએ** ખાસ ધ્યાનમાં રાખવું કે જ્યાં સુધી પોતાના **સ્વયંપ્રકાશ આત્માનો** દૃઢ **નિશ્ચય** ન થાય ત્યાં સુધી આત્મબોધક ગ્રંથ તથા વેદાન્તવિચાર સિવાય ગૌણ ભક્તિવાળા કર્મકાંડ આદિ ગ્રંથો અને ક્રિયાઓમાં[2] પ્રવૃત્ત થવું નહીં. કારણકે; દૂધની જ જરૂર હોય તો શીંગડાં દોવાથી, અથવા બકરાનાં લાળીયાં દોવાથી દૂધ નીકળતું નથી. માટે **કબિરા દો નાવપે મત ચડીયે,...એ** વહાણ ઉપર એક એક પગ રાખી સામે કિનારે જનારા માણસની **જેવી દશા થાય;** તેવીજ દશા થાય છે, અને તેમ કરવાથી **સ્થિરતા-કૃતકૃત્યતા** પ્રાપ્ત થશેજ નહીં. તેમજ શૃંગાર, વીર, કરૂણા, અદ્ભુત, હાસ્ય, અને ભયાનક રસોવાળી કથા-વાર્તાઓમાં પ્રવૃત્ત થવું નહીં તથા તેમાં ભાગ પણ લેવો નહીં.

લોકો નાળિયેર વધેરીને **શેષ** ખાય છે તેનો ભાવાર્થ એવો છે કે; **यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ** ॥ સર્વનો નિષેધ કરતાં; તથા સર્વનો નાશ થયાં છતાં; પણ જે **શેષ** વસ્તુ પરમાત્મતત્વ રહી જાય છે કે; જેનો નાશ થતોજ નથી તે **શેષ વસ્તુ માત્રજ તું છો. માટે એવા નિશ્ચયરૂપી શેષ ખાવાની છે.**

---

૧ એટલે તે બ્રહ્મ અને હું એકજ વસ્તુ છે, એમ પ્રત્યક્ષ અહંબ્રહ્માસ્મિ.

૨ कर्तव्यदुःखमार्तण्डज्वालादग्धान्तरात्मनः ।

હે સુજ્ઞ વાંચક; મારે તને જણાવવાનું કે સરોવરમાં પાણી ઘણું ભરેલું હોય છે, પરન્તુ આપણે તો જેટલા પાણીથી **તૃષા છીપે તેટલુંજ પાણી પીને** આપણી તૃષા શાન્ત કરીએ છીએ. તેવીજ રીતે આ પુસ્તકમાંથી **હંસક્ષીરન્યાયે** વિચારપૂર્વક જે જે દ્રષ્ટાન્તો, સિદ્ધાન્તો, અને યુક્તિઓવડે તારી શંકાઓનું સમાધાન કરી તારા અમર આત્માનો નિશ્ચય કરજે, અર્થાત્ શરીરના સર્વ ધર્મો અને કર્મોથી રહિત અજર અમર આત્માજ હું છું, એવો **દ્રઢ નિશ્ચય**[1] **કરવા માટે પ્રયત્ન કરજે** એટલે મારો પ્રયાસ સફળ થયો માનીશ.

છાપખાનાનાં પ્રૂફો તપાસવામાં રાજ્યગોર બાબુભાઈ કાનજી માસ્તર, તથા ભાઈશ્રી ભાનુશંકર પ્રભુરામજી યાજ્ઞિકે અમોને જે સાથ આપેલો છે તેના માટે એમનો આભાર માનીએ છીએ.

| | |
|---|---|
| સિહોર–કાઠિયાવાડ | **સંપાદક** |
| શ્રીદક્ષિણામૂર્તિ–રામનાથ મહાદેવ. | **શ્રીસદ્‌ગુરુ ચરણરજ,** |
| સં. ૧૯૯૫ શ્રીરામનવમી | **ત્રિવેદી પરમાનન્દ લક્ષ્મીરામ.** |

---

**ભવ દુઃખ દારક ગ્રન્થ આ, રે મન ઉરમા સ્થાપ;**
**વાંચી સમજે સુજન તો, સઘ હરે સંતાપ.**

---

**विद्वानेव विजानाति विद्वज्जन परिश्रमम् ।**
**नहि वन्ध्या विजानाति गुर्वीं प्रसववेदनाम् ॥**

જેમ પ્રસુતિ સમયની વેદનાને વંધ્યા જાણી શકતી નથી, તેમ વિદ્વાન પુરુષના પરિશ્રમને વિદ્વાનજ જાણી શકે છે.

શાણો અને ગુણગ્રાહિ વાંચનાર ગુણ શોધવામાં રોકાય છે ત્યારે એક મૂર્ખ અને દ્વેષિ વાંચનાર ખોડ શોધવામાં રોકાય છે.

---

૧ હબશીની મુઠી.

## —: પ્રમાણપત્ર :—

બ્રહ્મજ્ઞાનામૃત વિલાસી એકાંત સેવી તત્વચિંતક બ્રહ્મચારી પરમાનંદ લક્ષ્મીરામ ત્રિવેદીના હાથથી લખાયેલ "આત્મજ્ઞાન અને વિશુદ્ધ બ્રહ્માનુભવ" નામનો ગ્રંથ ઠીક ઠીક રીતે મેં વાંચી જોયો; તે ઉપર વિચાર કરી જોતાં મને તે ગ્રંથ અદ્વિતીય જણાયો છે, કારણ કે તેમાં અનેક ધર્મ ગ્રન્થોમાંથી પ્રબળ પ્રમાણો મેળવીને પોતાના આત્મજ્ઞાનના સિદ્ધાંતને અચ્છી રીતે સ્થાપિત કર્યો છે. અને મુમુક્ષુજનોને વિપુલ ધર્મગ્રંથો વાંચવાના પરિશ્રમથી બચાવી લીધા છે. આ કારણથી મને આ ગ્રંથ અમૂલ્ય જેવો લાગ્યો છે.

તેમજ બીજો "કન્યાવિક્રય" નામક લઘુગ્રંથ પણ ભારે શિક્ષારૂપ હોવા ઉપરાંત પ્રમાણોથી ભરપુર છે, અને વિક્રય નિષેધને પૂર્ણ રીતે સિદ્ધ કર્યો છે.

આવા બન્ને ઉપકારક ગ્રંથોનો જનસમુહમાં તેઓશ્રીએ પ્રચાર કરી દીધાથી તેમણે પોતાની જીંદગીને સાર્થક કર્યા ઉપરાંત મુમુક્ષુજનોનો ભારે પ્રેમ પ્રાપ્ત કર્યો છે, અને આવાજ ગ્રંથો તેઓ ભાઇ લખતા રહે અને તેમ કરી જનતાનું કલ્યાણ કરે એમ ઇચ્છી આ પ્રમાણપત્ર હું સમાપ્ત કરૂં છું; સિહોર, તા. ૨૩–૩–૩૬

**ગીરધરલાલ વહાલજી સનંદી વકીલ અને ટ્રાન્સલેટર**

*    *    *

વિપ્ર શ્રીપરમાનંદજી તરફથી "આત્મજ્ઞાન અને વિશુદ્ધ બ્રહ્માનુભવ" નામનું બહાર પડેલું એક અત્યુત્તમ પુસ્તક છે; કારણ કે સાધારણ મુમુક્ષુઓને જે ઘણા ગ્રંથો વાંચવા અને સાંભળવા છતાં પણ જે 'સ્વાત્મવસ્તુ' યથાર્થ રીતે સમજાતી નથી, તે યુક્તિઓ અને સિદ્ધાંત-

દ્વારા દરેક મુમુક્ષુઓની શક્તિ અને વિકાસ અનુસાર પ્રત્યક્ષ પ્રમાણુ જન્ય સ્વાનુભવ પુર્ણ શબ્દોથી રચેલ હોવાથી વિચારપૂર્વક વાંચનાર મુમુક્ષુઓને કલ્યાણકારી પરિણામજનક છે.

અને "કન્યાવિક્રય" સંબંધેનું બીજું લઘુ પુસ્તક હોવા છતાં શાસ્ત્રોક્ત પ્રમાણોથી ભરપુર અને અસરકારક રીતે લખેલ હોવાથી તેનો વિશેષ પ્રચાર થતાં ધીરે ધીરે સાફલ્યતા મળવા જરૂર સંભવ છે.

સ્વામી સચ્ચિદાનંદ

* * *

"श्री"

त्रिवेदी श्रीपरमानंदजी महाराज यांनी "आत्मज्ञान अने विशुद्ध ब्रह्मानुभव" नां वाचे पुस्तक आश्रमास भेटी दिले याबद्दल त्यांचे अभिनंदन पुर्वक प्रशस्ती पत्र सहृदय पूर्वक देतो कीं मुमुक्षुजनास वरील ग्रंथ "स्वात्मवस्तू" यथार्थरीत्या समजाविण्याची लेखन शैली प्रत्यक्ष प्रमाणजन्य स्वानुभवपूर्ण शब्दांत योजिले गेलेली असेच वाचकांचे ध्यानांत येईल, आणि वरील पुस्तक वांचल्याने होणारा परिणाम कल्याणकारक होईल. अशी आमची खात्री आहे.

या शिवाय "कन्याविक्रय" या नावांचे लहानसे पुस्तक सशास्त्र प्रमाणबद्ध होउन या पुस्तकावर अनुमान केल्यास योग्य होईल असे वाटल्यावरून त्यांचे प्रयत्नास सफलता मिळविण्याचे श्रेय सद्गृहस्थ घेतील अशी आशा आहे.

ता. ६-२-३९. ज्यो. महादेवशास्त्री जुन्नरकर.

मुंबई ऋषिकुल आश्रम (दहीसर) संचालक.

# —: निर्देश :—

**ॐ नमः प्रणवार्थाय शुद्धज्ञानैकमूर्त्तये ॥**

પ્રણવના લક્ષ્યાર્થ જે શુદ્ધ અને જ્ઞાનસ્વરૂપ જ આત્માનો સદા જય થાઓ.

**विद्या हि का ब्रह्मगति प्रदाया ।**
**बोधो हि को यस्तु विमुक्तिहेतुः ॥**
**को लाभ आत्मावगमो हि यो वै ।**
**जितं जगत्केन मनो हि येन ॥ श्रीशंकराचार्याः**

અર્થ:—જે વિદ્યાવડે પરમ એવું આત્મતત્ત્વ પ્રાપ્ત થઇ **બ્રહ્મને પ્રાપ્ત થવાય તેજ વિદ્યા** કહેવાય; અને મુક્તિના સાધનરૂપ હોય **અર્થાત્ મિથ્યાજ્ઞાનથી પરાભવ ન પામે તેજ બોધ અર્થાત્ સમજણ** કહેવાય; આત્માની પ્રાપ્તિ તેજ મોટામાં મોટો લાભ ગણાય, અને જેણે મન જીત્યું તેણે જગત જીત્યું ગણાય.

**अहं ब्रह्मेति विज्ञानात्कल्पकोटिशतार्जितम् ।**
**सञ्चितं विलयं याति प्रबोधात्स्वप्नकर्मवत् ॥ श्री० शं.**

ભાવાર્થ:—જેમ સ્વપ્નાવસ્થામાં કોઈ મોટામાં મોટું પુણ્ય અથવા પાપ કરવામાં આવે પરંતુ જાગ્રત થયા બાદ તે કર્મો મિથ્યા જણાયાથી ફળના હેતુભુત થઈ શકતાં નથી. જાગ્રત થવાથી સ્વપ્નાવસ્થાના કર્મો લીન નષ્ટ થઇ જાય છે, તેમ જયારે "હું **બ્રહ્મ** છું" એવું સમજવામાં આવવાથી **કરોડો કલ્પોના સંચિત અને આગામી કર્મો નષ્ટ થઈ** જાય છે." **नान्योऽस्ति पन्था भवबन्धमुक्तेर्विना स्वतत्त्वावगमं मुमुक्षोः ॥** માટે જન્મમરણાદિ સંસાર બન્ધનથી મુકત થવાની ઇચ્છાવાળા મનુષ્યને પોતાના આત્મતત્ત્વ **અર્થાત્ આત્મજ્ઞાન** વિના બીજો કોઇપણ માર્ગ નથી જ.

## —: નિર્દેશ :—

**तेरो तौ स्वरुप है अ-नूप चिदानंद घन;**
**देह तौ मलीन जड, यूं विवेक कीजिए ॥ १ ॥**
**तुं तौ निहसंग निरा-कार अविनाशी अज;**
**देह तौ विनाशवंत, ताहि नहिं धीजिये ॥ २ ॥**
**तुं तौ षट उरमी र-हित सदा एकरस,**
**देहकी विकार सब, देह शिर दीजिए ॥ ३ ॥**
**सुंदर कहत युं विचारी आपु भिन्नजानि;**
**परकी उपाधि कहा, आप खैंची लीजिये ॥ ४ ॥**

અર્થઃ—તારૂં સ્વરુપ તો **અનૂપ**—એટલે ઉપમા ન આપી શકાય તેવું **ચિદ્**—એટલે બધાને પ્રકાશ કરવાવાળું અને **આનંદઘન**—એટલે દુઃખથી રહિત છે. અને શરીર તો મલીન અને જડ છે. એમ **વિવેક કરીને જો. તું** તો **સંગ વિનાનો, નિરાકાર, તથા જન્મ અને મરણથી રહિત છો**, અને દેહ તો નાશવંત છે, એના ઉપર વિશ્વાસ કરવો નહીં. તેમજ ભૂખ, તરશ, શોક, મોહ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુ **એવી શરીરની છ ઉરમીઓથી રહિત સદા એકરસ છો.** તથા દેહના છ વિકારઃ **જાયતે**—એટલે જન્મવું, **અસ્તિ**—એટલે જન્મ્યા પછી હોવું; **વર્ધતે**-એટલે શરીરનું વધવું; **વિપરિણમતે**—એટલે જુવાન થવું; **અપક્ષીયતે**-એટલે ઘરડા થવું; અને **વિનશ્યતિ**—એટલે નાશ થવાપણા આદિથી અત્યંત રહિત[1] છો. અને તે બધા **વિકાર તો શરીરના છે.** માટે તે શરીરના માથેજ નાખવા. શ્રી. સુંદરદાસજી કહે છે કે; આમ વિચારીને, અને તે બધાથી **પોતાને અલગ જાણીને**, પારકી—એટલે શરીરની ઉપાધિએ પોતાના નિર્લેપ અને અસંગ આત્મામાં **શા માટે આરોપવી ?**

૧ અનાત્મવિત પ્રાણીને શાસ્ત્રમાં જન્માંધ તરીકે વર્ણવેલો છે.

## -: શ્રીમચ્છંકરાચાર્યવિરચિત નિર્વાણુષટ્ક :-

મનોબુદ્ધ્યહંકારચિત્તાનિ નાહં
    ન ચ શ્રોત્રજિહ્વે ન ચ ઘ્રાણુનેત્રે
ન ચ વ્યોમ ભૂમિર્ન તેજો ન વાયુ-
    શ્ચિદાનન્દરુપઃ શિવોઽહં શિવોઽહમ્ ॥ ૧ ॥
ન ચ પ્રાણુસંજ્ઞો ન વૈ પઞ્ચવાયુર્ન
    વા સપ્તધાતુર્ન વા પઞ્ચકોશઃ
ન વાક્પાણિપાદં ન ચોપસ્થપાયુશ્ચિદાનન્દ૦ ॥ ૨ ॥
    ન મે દ્વેષરાગૌ ન મે લોભમોહૌ
મદો નૈવ મે નૈવ માત્સર્યભાવઃ
    ન ધર્મો ન ચાર્થો ન કામો ન મોક્ષશ્ચિદાનન્દ૦ ॥૩॥
ન પુણ્યં ન પાપં ન સૌખ્યં ન દુઃખં
    ન મન્ત્રો ન તીર્થં ન વેદા ન યજ્ઞાઃ
અહં ભોજનં નૈવ ભોજ્યં ન ભોક્તા ચિદાનન્દ૦ ॥૪॥
    ન મૃત્યુર્ન શઙ્કા ન મે જાતિભેદઃ
પિતા નૈવ મે નૈવ માતા ચ જન્મ
    ન બન્ધુર્ન મિત્રં ગુરુર્નૈવ શિષ્યશ્ચિદાનન્દ૦ ॥૫॥
અહં નિર્વિકલ્પી નિરાકારરુપી
    વિભુત્વાચ્ચ સર્વત્ર સર્વેન્દ્રિયાણુામ્
ન ચાસં ગતં નૈવ મુક્તિર્ન મેયશ્ચિદાનન્દરુપઃ
    શિવોઽહં શિવોઽહમ્ ॥૬॥

॥ बन्धं च मोक्षं च मृषैव मूढा बुद्धेर्गुणं वस्तुनि कल्पयन्ति ॥

સંપૂર્ણમ્



## यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥

**મનુષ્યનું** જીવન બે ભાગમાં વહેંચાયેલું છે, તેમાંનો પહેલો ભાગ એટલે જ્યાં સુધી મનુષ્યનું શરીર મૃત્યુને બિછાને નથી આવ્યું ત્યાં સુધી એ મનુષ્યને કર્તવ્ય કરવાની સ્વતંત્રતા રહે છે; અને તે સમયમાં કર્મ સ્વતંત્ર હોતું નથી. હવે આ પહેલા હિસ્સામાં જીવનનો વિશેષ ભાગ જેમાં વ્યતીત કરેલો હોય છે, જેમકે કોઈ માણસે **વિત્તે-ષણામાં** પોતાનો સર્વ સમય વ્યતીત કરેલો હોય છે તો અંતમાં રોતાં રોતાં ધન માટે સંસાર ત્યાગ કરે છે; અને એજ પ્રમાણે **પુત્રૈષણા**-તથા **લોકેષણા**-વાળાનું પણ અનુમાન કરી લેવું,માટે મનુષ્યે યત્ન કરવો જોઈએ કે જીવનના પહેલા ભાગમાં પરમાત્માનું સ્મરણ-જપ વગેરે સાધન સંપન્ન થવું જેથી કરીને અંત સમયમાં પણ તેના અંતઃકરણમાં એનુંજ સ્ફુરણ થાય. **मरणे या मतिः सा गतिः**

કોઈ એવું બોલશે કે પહેલી અવસ્થા ઈશ્વર કાર્યોથી વિમુખ કરાવનારી છે માટે વૃદ્ધાવસ્થામાં પ્રભુ ભજન કરશું, તો તેના શબ્દો તદ્દન નિરર્થક છે એટલુંજ નહિં પરંતુ પ્રેત વાક્ય સમાન છે; કારણકે "**निर्वाणदीपे किं तैलदानं चौरे गते किं यदि सावधानं**" દીવો બુઝાઈ ગયા પછી તેલ પુરવું નકામું છે, અને ચોર ખાતર પાડી ગયા પછી હોકારા અને પડકારા કરવા નકામા છે, તેમ જીવનના પહેલા ભાગમાં (સમયમાં) કરેલાં કર્મો જીવનના અંતમાં **પ્રતિધ્વનિ** રૂપે ખડાં થાય છે. અર્થાત્ જીવનના પહેલા ભાગમાં મનુષ્ય જે જે પ્રકારનાં કર્મ કરે છે તેનાં સૂક્ષ્મ બીજ તેના અંતઃકરણમાં છુપી રીતે રહે છે અને તે સંસ્કારરૂપે રહેલાં **બીજ અંતસમયે તેજ ફોટા ખેંચે છે.** એટલે સમજવાનું કે સાંસારિક પદાર્થોના ભોગવિલાસમાં જીવન વ્યતીત કરેલું હોય તો અંતસમયે પણ તે બાબતનાં સ્ફુરણો

થાય છે; અને ઈશ્વર ભક્તિદ્વારા આત્મ સાધન કર્યું હોય તો તેવું જ સ્ફુરણ થાય છે, આ બાબત નિર્વિવાદ સિદ્ધ છે માટે ભગવાન શ્રીકૃષ્ણ પરમાત્માએ શ્રી ગીતાજીમાં કહ્યું છે કેઃ—

**यं यं वाऽपि स्मरन् भावंत्यजत्यंते कलेवरम्**
**तं तमेवैति कौंतेय सदा तद्भाव भावितः ॥ અ૦ ૮–૬**

હે કૌંતેય ! જે મનુષ્યના ચિત્તમાં જે જે વસ્તુનો દ્રઢ સંસ્કાર પડેલો હોય તેને મૃત્યુ સમયે તે તે વસ્તુનું સ્મરણ થાય છે; અને અંતસમયે જે વસ્તુનું સ્મરણ કરતાં દેહ છોડે છે તેને તે પ્રાપ્ત થાય છે.

તથા બીજાં બધાં શાસ્ત્રો તથા ઋષિ–મુનિયોનો પણ એ જ સિદ્ધાંત છે. માટે વૃદ્ધાવસ્થામાં ભજન કરીશું[1] ! એવો વિચાર ન કરતાં કર્તવ્ય પરાયણ થવું કારણ કે પોપટને જ્યાં સુધી કાંઠલો ન આવ્યો હોય ત્યાં સુધી જ બોલતાં શીખે છે, તથા કાષ્ટની લાકડી જ્યાં સુધી લીલી હોય ત્યાં સુધી જ વાળી શકાય છે; પરંતુ સુકાણા પછી વાળી શકાતી નથી. માટે પહેલી અવસ્થામાં કરેલ કર્મો અંતસમયની બીજી અવસ્થામાં પ્રતિધ્વનિ રૂપે પ્રતીત થાય છે અને જેવાં જેવાં કર્મો હોય તેવા તેવા વિષયની જ તેના મુખમાંથી વાત[2] નીકળી જાય છે અને મુખાકૃતિમાં પણ આસક્તિ–અનાસક્તિ તથા કરેલ કર્મોનો ભાવ પ્રત્યક્ષ તાદૃશ થાય છે.

કોઈ કહેશે કે ભોગવ્યા વિના પ્રારબ્ધનો ક્ષય થતો નથી, માટે ઈશ્વર ભક્તિ શા માટે કરવી; તો હે ભાઈ! ઈશ્વર ભક્તિ પણ એક કર્મ છે અને ભક્તને પૂર્વ કર્મથી ઉત્પન્ન થનારૂં પહાડ સમાન સંકટ

---

૧ प्रोद्दीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ।
ઘર બળવા લાગે ત્યારે કૂવો ખોદવો વ્યર્થ છે, તેમ શરીર અશક્ત થાય ત્યારે આત્માના કલ્યાણ માટે પ્રયાસ કરવો એ પણ વ્યર્થ છે.

૨ यद्धि मनसा ध्यायति तद्धि वाचा वदति ॥
જેવું હૈયે તેવું હોઠે.

પુણ્યવત્ થઇ જઇને દુ:ખનો ભોગ સ્વપ્ન સમાન થઈ જાય છે એવા અનેકાનેક દ્રષ્ટાંતો શાસ્ત્રો ઉપરથી મળી આવે છે.

**तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।**

**भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ गी० अ १२–७**

હે અર્જુન, જેનું ચિત્ત મારા તરફ વળેલું હોય છે તેને હું આ મૃત્યુ યુક્ત સંસાર સાગરમાંથી તરત ઉપાડી લઉં છું. અર્થાત્ તેને આ સંસાર સાગરમાં પડવા દેતો નથી અને **ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥** તેઓ વેદના ગૂઢ તાત્પર્યને જાણી શકે, અને તેમાં જ નિષ્ઠા રાખી શકે, એવી સૂક્ષ્મ બુદ્ધિરૂપ સાધન બક્ષું છું; જેથી તેઓ મારા સમીપ પહોંચી શકે છે. અને:—

**तेषामेवानुकंपार्थं महमज्ञानजं तमः ।**

**नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ गी०अ०१०–११**

તેની ઉપર અનુગ્રહ અર્થાત્ કૃપા કરી તેની બુદ્ધિમાં સુપ્રકાશિત જ્ઞાનરૂપી દીવો પ્રકટાવી અજ્ઞાનમૂલક સર્વ અંધકારનો નાશ કરૂં છું.

**तुलसी जैसी भवितव्यता, तैसी मीले सहाय,**

**आप मिलावे ताहिकुं, ताहि ताहि ले जाय.**

"શાસ્ત્ર–પુરાણોમાં મુક્તિ ઘણા પ્રકારની જણાવેલી છે '**सालोक्य**"–એટલે વૈકુંઠ ઇત્યાદિ ઇશ્વરના લોકમાં રાજા પ્રજા તરીકે વાસ કરવો તે, "**सामीप्य**" એટલે ઈશ્વરની સાનિધ્યમાં દાસ તરીકે વાસ કરવો તે, "**सारूप्य**" એટલે ભગવાનના જેવું રૂપ પામવું તે, "**सार्ष्टि**"–એટલે ઇશ્વરની માફક સત્ય સંકલ્પાદિ ઐશ્વર્ય (વિભૂતિ) સહિત અને રાજાના મોટા પુત્રની માફક રહેવું તે, તથા તેને '**सायुज्यमुक्ति**" પણ કહેવાય છે...અને "**कैवल्य**".

અથવા કોઈ એમ પણ ધારતું હશે કે કોઇ બીજા જ સ્થળમાં[1] જઇને વસવાનું હશે !

---

१ अपि वृंदावने शून्ये शृंगालत्वं स इच्छति ।

ન્ય વૃંદાવનમાં શિયાળ, હરિણાદિ; તથા સૂરજકુંડમાં દેડકા સરજવાનું ઈચ્છે છે.

પરન્તુ સર્વ વેદોના મહત્ત્વરૂપ શિરોભાગ એટલે સારરૂપ વેદ પ્રતિપાદિત ઉત્તમોત્તમ જે "કૈવલ્યમોક્ષના" ગૂઢ તાત્પર્યને નહીં જાણવાવાળા, કેટલાક કથાકાર તથા કર્મકાંડવાળા લોકો ઉપર જણાવેલી અનિત્ય મુક્તિઓને મોક્ષ તરીકે જણાવી લોકોને સમજાવે છે! અર્થાત્ અર્થનો અનર્થ કરે છે; તથા મોક્ષ એટલે અંતકાલે સાક્ષાત્ ભગવાન પધારીને મોક્ષ નામની કાંઈ વસ્તુ (ટીકીટ) કે જડીબુટ્ટી આપતા કે સુંઘાડતા નથી, અર્થાત્ એવું કાંઈ પણ કરતા નથી. શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્મા શ્રીમુખે કહે છે કે; "**नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः।**" ભગવાન પોતે કોઈનાં પાપ-પુણ્ય ગ્રહણ કરતા નથી. માટે ઉપર જણાવી ગયો તેવા પ્રકારના મોક્ષની માન્યતા-ભાવના તદ્દન ખોટી છે, અત્યંત ખોટી છે, કારણકે "**पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः**" પરમાત્માથી એટલે સર્વથી પર એવા આત્માથી શ્રેષ્ઠ કોઈ નથી, તે પરમસ્થાન અને પરમગતિ છે. એવું ભગવતી શ્રુતિ[1] શિરોમણિ અનેક રીતે કહી રહી છે કે; મોક્ષ તો હૃદયની અવિદ્યારૂપ ગ્રન્થિના નાશને કહેવામાં આવે છે.

ઉપનિષદ્માં કહ્યું છે કેઃ-"**अन्धेनैव नीयमाना यथा अन्धाः॥**" જેમ આંખો વગરના (આંધળા) મનુષ્યે બતાવેલા માર્ગે જનાર તે આંધળાઓ જેમ ખાડામાં પડે છે, તેમ સમજણ વિનાના મનુષ્યે બતાવેલા (સમજાવેલા) માર્ગે જવાથી તે "**अज्ञानीओ**"-અર્થાત્ મૈંઢાઓ જન્મ-મરણની રેંટમાળમાં પુનરાવૃત્તિ કર્યા કરે છે, અને વારંવાર જન્મ-મરણને પ્રાપ્ત થાય છે, કારણકે "**या मतिः सा गतिर्भवेत्॥**" તાત્પર્ય કે જેના ચિત્તમાં જે જે વસ્તુનો દૃઢ સંસ્કાર (લઢણ) પડેલો હોય તે તે વસ્તુનું અંત સમયે સ્મરણ થાય છે, અને જેવી વસ્તુનો અને જેવા પ્રકારનો સંકલ્પ કરે છે, તેવા પ્રકારે તેને પ્રાપ્ત થાય છે. પણ તેમાં મોક્ષ તો થતો નથી! અને પુણ્ય ખલાસ થયા બાદ પુનરાવૃત્તિ થયા વિના રહેતી નથી. આમ હોવાથી ફક્ત-

---

१ श्रुति प्रणिहितो धर्मः ह्यधर्मस्तद् विपर्ययः।

"**કૈવલ્યમોક્ષને**"-બ્રહ્મરૂપતા સાથે જ ઐક્ય કરી બતાવવા માટે કહે છે કે; સર્ગ અને પ્રલયથી પણ કૈવલ્ય મુક્તિ પામેલાને કશું થતું નથી, તથા નિદ્રા પછીનો કલ્પાન્ત–મહાસર્ગમાં પણ કૈવલ્ય મુક્તિ પામેલાની ઉત્પત્તિ થતી નથી, તથા કલ્પ પછીના મહાપ્રલયમાં[1] પણ તેઓને વ્યથા થતી નથી. કલ્પાન્તે કદાપિ તેને ઈશ્વરાવતારાદિરૂપે આવવું પડે, તો પણ સર્ગમાં પેદા થવાનો ક્લેશ અને પ્રલયમાં નાશ થવાની વ્યથા તેમને થતાં નથી એવો સ્પષ્ટ સિદ્ધાન્ત છે.

એવી કૈવલ્ય મુક્તિને પ્રાપ્ત થયેલા ફરીને આવતા જતા નથી એમ કહેવું તે એક અર્થવાદના ન્યાયે, શ્રોતાને અભિરૂચિ કરાવવા માટે જ છે. પરન્તુ ખરી રીતે તો મુક્તને જવું ક્યાં છે! અને આવવું ક્યાં છે કારણ કે તેને તો તત્ત્વજ્ઞાન થયું તેજ સમયે મનોનાશ અને વાસના ક્ષય થઈ જાય છે, કારણ કે તે ત્રણે વાનાં **સમકાલીન હોય** છે, અને તેવા મનુષ્યને ત્રિકાલસિદ્ધ મુક્તિ થઈ ચુકેલી હોય છે. પછી બ્રહ્માંડની વ્યવસ્થામાં તેની પૂર્વ ઉપાધિ તેમની છાયાના પરિગ્રહમાં વિચરે તેથી કરીને તેની મુક્તિને કશી હાનિ થતી જ નથી.

એટલે "**અહંબ્રહ્માસ્મિ**" એવા અપરોક્ષ જ્ઞાનથી આવુ ફળ થાય છે. હવે આવા તત્ત્વજ્ઞાન–આત્મજ્ઞાનમાં કોઈ કોઈ ટીકાકારોએ સ્ત્રી, વૈશ્ય, અને શુદ્રને વેદાંત વિચારનો અધિકાર નથી એવું કોઈ કોઈ ઠેકાણે લખેલ છે; પરન્તુ એતો ગૌણ અર્થવાળું પાંડિત્ય કર્યું છે. કારણ કે વેદાન્તમાં તો "**સ્ત્રિયો વૈશ્યાસ્તથા શૂદ્રાસ્તેઽપિ યાંતિ-પરાં ગતિમ્**" ॥ **ગી૦** ૯–૩૨ સ્ત્રી, વૈશ્ય, અને શુદ્ર પણ આત્મ-જ્ઞાનથી પરમકૈવલ્ય મુક્તિને પ્રાપ્ત થાય છે. અને તેવા પ્રકારના આત્મ-

---

૧ સત્યયુગના વર્ષો–૧૭૨૮૦૦૦, ત્રેતાયુગ વર્ષો–૧૨૯૬૦૦૦, દ્વાપરયુગ વર્ષો–૮૬૪૦૦૦, કલિયુગ વર્ષો–૪૩૨૦૦૦ મળી કુલ્લે ૪૩૨૦૦૦૦ વર્ષોનો ૧ મહાયુગ અને તેવા ૭૧ મહાયુગોનો ૧ મનુ અને તેવા ૧૪ મનુનો ૧ કલ્પ. અથવા બ્રહ્માનો ૧ દિવસ અને તેટલાજ સમયની બ્રહ્માની એક રાત્રિ. તેવી રીતે બ્રહ્માના ૩૬૦ રાત્રિદિવસનું બ્રહ્માનું ૧ વર્ષ અને તેવા ૧૦૦ વર્ષોનું બ્રહ્માનું આયુષ્ય માનેલ છે તેને મહાકલ્પ અથવા મહાપ્રલય કહે છે.

જ્ઞાનથી સમજણ મેળવવામાં અને સુદૃઢ કરવામાં તો "**आत्मावाऽरे द्रष्टव्यः श्रोतव्यो मंतव्यो निदिध्यासितव्यः**" શ્રવણ, મનન, અને નિદિધ્યાસન એજ મુખ્ય અને અંતરંગ સાધન તરીકે જણાવેલાં છે.

હવે આવા આત્મજ્ઞાનથી જ્યારે સ્ત્રી, વૈશ્ય, અને શુદ્ર પણ મુક્ત થાય તો "**किंपुनर्ब्राह्मणाः पुण्या**" ઉત્તમ પુણ્યના ફળરૂપ જે **બ્રાહ્મણો** તેને તો ઉત્તમોત્તમ લાભ થાય તેમાં શું કહેવું? **અર્થાત્ તેઓને** તો **જન્મસિદ્ધ હક** છે તેમાં વિચાર કરવા જેવું શું છે? "માટે આ સંસાર દુઃખમય અનિત્ય આડંબરમાં પડયો છે. તેમાં કલ્યાણને ચ્હાતા હો, તો તેવા પોતાના સ્વસ્વરૂપજ્ઞાન **અર્થાત્ આત્મજ્ઞાન** મેળવવાની જ ઇચ્છા કરો, કારણ કે તે જ્ઞાન એવું છે કે, મહાત્માઓ અને જ્ઞાનીઓ તે જ્ઞાનને મેળવી સ્થિર લક્ષ્યમાં રહી ગમે તેવા આચાર કરતે સતે શુદ્ધના શુદ્ધજ રહે છે. આવો આત્મજ્ઞાનનો મહિમા છે.

**प्रज्ञा चक्षुर्नर इह दोषानैवानु रुध्यते ।**
**विरज्यते यथा कामं न धर्मे विमुञ्चति ॥**

જે મનુષ્યનું બુદ્ધિરૂપી નેત્ર ખુલેલું છે તે આ જગતમાં કોઈ પણ દોષથી બંધાતો નથી, પોતાની મરજી પ્રમાણે એટલે સ્વેચ્છાચારે વિચરતો છતાં પોતાના સ્વાત્મધર્મથી વંચિત થતો નથી.

આત્મજ્ઞાન અર્થાત્ સ્વસ્વરૂપજ્ઞાન, અમુક કાળે જ થાય એવો કોઇ નિયમ નથી, પરન્તુ પૂર્વ પુણ્યના બળથી[1] ગમે તે માણસને ગમે તે વખતે થઇ શકે છે, અને જે મનુષ્યને સત્પુરૂષની સંગતિ દ્વારા તથા પોતાના અંતઃકરણની બુદ્ધિ પ્રવૃત્તિ (નિદિધ્યાસન) દ્વારા જ્યારે એવો દૃઢ નિશ્ચય થાય કે; દેહ તો જડવસ્તુનો બનેલો છે, અને તેનો સ્વભાવ વારંવાર ક્ષણે ક્ષણે પરિણામ પામવાનો છે, અને જે પોતાનો અર્થાત્ પોતે ચૈતન્ય આત્મા દેહની સાથે **અભિન્ન** હોઈને સદાય નિર્વિકારરૂપે જ રહે છે, તેનો તો જન્મ, મરણ, કે વિકાર કશું છે જ

---

૧ "स्थित्वाऽस्यामन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥"

નહીં અર્થાત્ જન્મ મરણનો અત્યંત અભાવ છે, આત્મા તો સ્વભાવથી જ સિદ્ધ છે. એવો પોતાના આત્માનો અપરોક્ષ એટલે પ્રત્યક્ષ અનુભવ થયો અને સ્વરૂપ સમજાયું તે મોક્ષનું કારણ જાણવું, અને તેના માટે લોકાન્તરમાં જવાની કશી જરૂર નથી અને તેવા; "**आत्मावंतं न कर्माणि निबध्नन्ति धनंजय**" હે અર્જુન, જે આત્મજ્ઞાની છે તે કર્મોના ફળમાં બંધાતો નથી. કેમકેઃ—

**न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा ।**
**इतिमां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते ॥ गी० ४-१४**

ભાવાર્થઃ—આત્મજ્ઞાનવાળા મનુષ્યના અંતઃકરણમાં એવો દૃઢ નિશ્ચય જ થઈ જાય છે કે, મને કર્મો બંધનકર્તા નથી તેમ કર્મોના ફળની ઈચ્છા પણ હોતી નથી. એટલે કુલાલચક્ર ન્યાય અનુભવી દેહવિલય થતાં વેંત—તુરત જ ઉત્તમોત્તમ કૈવલ્યપદને પામે છે કે ત્યાંથી "**न स पुनरावर्तते**" કાળાન્તરે પણ પાછો ફરતો નથી, અર્થાત્ જન્મ ધારણ કરતો નથી. "માટે તેવું આત્મજ્ઞાન એટલે હું આત્મા છું એવી જે સમજણ મેળવવી તેને **આત્મજ્ઞાન** કહેવામાં આવે છે, અને તે આત્મા અને બ્રહ્મ એક જ વસ્તુ છે એવું સમજવાથી મોક્ષની સમજણ પડી જાય છે. તેના માટે લોકાન્તરમાં[1] જવાની કે કોઈ બીજું રૂપ ધારણ કરવાની કશી જરૂર નથી. આત્મજ્ઞાનને "સ્વસ્વરુપજ્ઞાન" પણ કહેવામાં આવે છે, તેનો અર્થ એવો છે કે "**स्व**" એટલે પોતે અને "**रुप**" એટલે કેવો છું. અર્થાત્ હું આત્મા છું અને તે આત્મા અને બ્રહ્મ બંને એક જ છે, એમ જે જાણવું તેને "**स्वस्वरुपज्ञान**" કહેવામાં આવે છે. "જેમ ગાંડા માણસ (મેડ) ને પોતાનું ભાન ન હોવાથી સરકાર તેને મેડહાઉસમાં મોકલી આપે છે, તેમ જે મનુષ્યને પોતાના સ્વરૂપનું જ્ઞાન (ભાન) નથી તેને આ સંસારરૂપી મેડહાઉસમાં જન્મ મરણરૂપે આવવું

---

१ लोक विलक्षणचरितो भूया लोकातीतं पदमिच्छन् ।
पावयसकलां पृथिवीमेनात्मारामो भवविद्वः ॥ श्री. शंकराचार्याः ॥

જવું પડે છે; અને જેણે પોતાનું નિત્ય, નિર્વિકાર અને બંધ મોક્ષથી રહિત એવા સ્વસ્વરૂપને જાણી લીધું છે, તેનો જન્મ થતો નથી. "**मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः**" પોતાના અવિકારી સ્વરૂપમાં **આરોપિત** બંધ અને મોક્ષ પણ મનથી જ કલ્પાએલાં છે, માટે "**मनसैव मनच्छित्त्वा पाशंपरम बंधनम्**" પરમ બંધનનું કારણ જે મન છે, તે મનનો **મન વડે જ નાશ** કરવાનો છે. તાત્પર્ય કે તે મન દ્રષ્ય, કલ્પિત અને ઉત્પત્તિ નાશવાળું હોવાથી તે મન હું નહિ, અને મારૂં નથી એવો દઢ નિશ્ચય કરવાનો છે. અને એવું જાણવા માટે શતશાસ્ત્ર એટલે જેમાં આત્મા, અને બ્રહ્મની ઐકયતા દર્શાવનારૂં જે જે શાસ્ત્ર હોય તે શતશાસ્ત્ર[1] અને સત્સંગ એટલે તે શાસ્ત્રમાં લખેલી હકીકત (આત્માની સમજણ) મેળવવી તેનું નામ સત્સંગ, અને જ્યાંસુધી પોતાની શંકાઓનું સમાધાન ન થાય ત્યાંસુધી સત્પુરૂષોનો[2] સમાગમ કરી નમ્રતા પૂર્વક (શિષ્યભાવે) પ્રશ્નોત્તર કરી કૃતાર્થ થવું તેનું જ નામ સત્સંગ ગણાય છે. કારણ કે સત્સંગ કરવા છતાં સત્ વસ્તુ આત્માનું ગ્નાન ન થાય તો જાણવું કે સત્પુરૂષનો સત્સંગ કર્યો જ નથી.

જેમ તક્ષક નાગ કરડયા પછી માણસ બચવા પામતો નથી તેમ સત્પુરૂષો નિઃસ્પૃહી હોવાથી તને વધારે શંકામાં ન નાખતાં તારી શંકાઓને નષ્ટ કરશે. જે છૂટો હોય છે તે તને છોડશે પરન્તુ **બંધાએલો** તારૂં બંધન છોડી શકશે નહીં તે ખાસ ધ્યાનમાં રાખવું.

વિજ્ઞપ્તિ કેઃ—અનાત્મ કથા, કર્મકાંડ આદિના માટે જે ઉપર લખવામાં આવેલું છે તેનો હેતુ કોઈ પક્ષનો ખંડન કરવાનો નથી. પરન્તુ જ્યાં ભક્ત–ભગવાન અને ભક્તિ એકરૂપ થાય એટલે યથાર્થ રીતે સમજાય તેવા પ્રકારની સ્થિતિવાળી ભક્તિનું જે ભગવતિ શ્રુતિ

---

૧ **अनेक संशयोच्छेदिपरोक्षार्थस्य दर्शकम्** ॥ શાસ્ત્રાભ્યાસ તે વિદ્યા નહી પરંતુ આત્મામાં ભાસતા ભેદનો છેદ કરે તેને જ વિદ્યા જાણવી.

૨ **तमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्टं गुरुम्** ॥

પ્રતિપાદન કરી રહી છે, જેને ચતુર્થ ભક્તિયોગ કહેવામાં આવે છે તેનો સિદ્ધાન્ત જણાવવા માટે અનાત્મકથાકર્મકાંડ આદિને ગૌણરૂપે લખેલ છે પરન્તુ ખંડન તરીકે બિલકુલ સમજવું કે ગણવું નહીં. કારણ કે કર્મકાંડનો જે વિષય તે શબ્દ બ્રહ્મ તરીકે છે.

"ભગવતિ શ્રુતિ તથા શ્રી ગીતાજી તથા બીજાં સતશાસ્ત્રો તમોને જે પ્રબોધ કરી રહ્યાં છે, અર્થાત્ પોકાર પાડી રહ્યાં છે તે તમોને બાંધવા માટે નહીં પણ છોડવા માટે કહે છે. તેની ઉદારતા કેટલી બધી છે! માટે જેમાં પૂર્ણતા અને કૃતકૃત્યતા પ્રાપ્ત થાય, અને જ્યારે તમને એવું જણાય છે કે મોક્ષના માટે હવે કાંઈ પણ કરવાનું રહ્યું નથી ત્યારે જેમાં વિશેષ શાન્તિ જણાય તેમ કરજો,

મારો હેતુ શ્રીગુરૂ વેદાદિ શાસ્ત્રનો અનુભવ વ્યક્ત કરવાનો જ છે, અને બનતાં સુધી ઘણી બાબતોના ખુલાસા તથા સતશાસ્ત્રોના પ્રબળ પ્રમાણ આ પુસ્તકમાં આવી જશે. માટે તારે તારો નિશ્ચય કરી લેવો અને તારી જ નિષ્ઠામાં એટલે તારા જ નિશ્ચયમાં શ્રદ્ધા રાખવી, અને બીજાઓના નિશ્ચયની વાત પોતે વિચારવી નહિ. ભ્રાન્ત મનુષ્યો ગમે તેવા પ્રકારની વાતો કરી ગમે તેવો નિશ્ચય જણાવે પણ તારે તેની દરકાર કરવી નહીં, હસવું પણ નહીં, અને નિંદા પણ કરવી નહીં.

આપણા મહર્ષિઓએ શાસ્ત્રોમાં, તથા ભક્તિ આદિ ક્રિયાઓમાં બોલાતા શબ્દો, તથા કથા આદિ પાત્રોનાં નામો, તથા સંજ્ઞાઓ એટલે ઈશારત તરીકેની જે જે બહિર્ક્રિયા, તથા કાયમ પ્રસંગોપાત્ બોલાતા વપરાતા શબ્દો એવા ડહાપણથી મુકેલા છે કે; ફક્ત તેનોજ વિચારપૂર્વક સ્ફુટ અર્થ કરીએ તો આપણા આત્માના જ બોધક છે. પરન્તુ તેવો અર્થ ન કરતાં બહિર્દષ્ટિથી ઘટાવવા અને સમજાવવામાં આવે છે અથવા અર્થ જ કરવામાં આવતો નથી. લંબાણના ભયથી તેવા શબ્દોનો ઉલ્લેખ કરવાનું બંધ રાખ્યું છે.

अन्ये पाखंडिनः सर्वे ज्ञानवार्तासु दुर्बलाः ।
एकं वेदान्तविज्ञानं स्वानुभूत्या विराजते ॥

અત્યારના જમાનામાં સંસારમાં અનેક પ્રકારના સંપ્રદાયો,[૧] અને સંઘાડા બાંધી અનેક પ્રકારના ઉપદેશકો પોથા થોથા લઈને ઠેરઠેર વિવિધ પ્રકારના ઉપદેશ કરતા જણાય છે, અને ઝાઝે ભાગે બધી વાતો એવી જ હોય છે કે, તેમાં લૈકિક અને પારલૈકિક લાલચોવાળી અને આત્માથી વિમુખ કરનારી સકામ ઉપાસનાનો જ બોધ થતો જોવામાં આવે છે. અને જ્ઞાનરૂપી દીવાને અનેક પ્રકારે ઝાંખો કરી રહ્યા છે. કેટલાક કથાકારો ભક્તિ કરો, ભક્તિ કરો, એવો પોકાર પાડી રહ્યા છે, પરંતુ ભક્તિનો ખરો અર્થ તો એવો છે કે જોડાવું-ઐક્યતાને પામવું, અર્થાત્ હું શુદ્ધ ચૈતન્ય આત્મા જ છું અને તે આત્મા જ બ્રહ્મ છે, એવા પ્રકારની સમજણ મેળવવી, અર્થાત્ બ્રહ્મ અને આત્માનું ઐક્ય જાણવું, અનુભવવું તેને જ ભક્તિ[૨] તરીકે કહેલ છે. આવી તરેહનું ભક્તિનું સ્વરૂપ નહીં સમજાવતાં આ બાબત ઉપર અનેક પ્રકારના પ્રહારો[૩] કરી, મુખ્ય વસ્તુથી લોકોને અજ્ઞાત-અંધારામાં રાખી ઐહિક અને પારલૈકિક અનાત્મ સંસ્કારવાળી જર્મન સીલ્વર જેવી વાતો કરી, ચણોઠીના ઢગલાને અગ્નિની ઉપમા આપી ઠંડી ઉડાડવાનો પ્રબોધ થઈ રહ્યો છે. ભક્તિ એટલે કેવળ અંધ પરંપરાવત્ નહિ, પરંતુ દેવને જાણીને અથવા સમજીને, પછી જે ભક્તિ કરવી તે જ્ઞાનયોગ વ્યવસ્થાવાળી નિષ્કામ ભક્તિ ગણાય છે.

मेडा जगकी चाल चलते के पीछे चले ।
परमारथ न समाल देखो जगकी मूर्खता ॥

દેખા દેખી ન કરો, ગાડરીયા પ્રવાહમાં ન પડો, પરંતુ એન્જીન બનો ત્યારે તમારો ઉદ્ધાર થશે, માટે હે ભદ્ર મુમુક્ષુ, તારે તેવી જાળોમાં ફસાવું નહીં. કારણ કેઃ—

---

૧ कलिमलग्रसेधर्मसबलुप्तभये सद्ग्रंथ ।

૨ " वेदनं विद्या वा विंदते आत्मज्ञानमनयेतिविद्या ॥ ज्ञाभक्तिः

૩ पाखण्डिनाम सद्वादैर्वेदमार्गः कलौयथा ॥ વાઘરીનો દેવ મેલડી.

**गतानु गतिको लोको न लोकः पारमार्थिकः ।**
**वालुकालिङ्गमात्रेण ताम्रपात्र विभाजयेत् ॥**

સારાંશ કે:—એક મહાત્મા પોતાનું વાસણ રેતીમાં દાટી તે ઉપર રેતીની ઢગલી કરતા હતા, તેને ઢગલી કરતા જોઈ લોકોએ જાણ્યું કે ઢગલી કરવાનું મોટું પુણ્ય હશે એમ સમજીને અનેક ઢગલીઓ કરી દીધી. એટલે મહાત્માને વાસણ જડયું નહિ. પરંતુ ગુમાવ્યું. તેવી રીતે તારે લોકોની દેખાદેખી કરવા મંડી પડવું નહિં, પરંતુ પોતાનું કલ્યાણ કેવી રીતે થાય તેવો પ્રયાસ કરવો કારણ કે:— "**स्वबुद्धिर्हि हितार्थाय परबुद्धिश्च विपत्तये:**" પોતાની બુદ્ધિ-વડે વિચાર કરી બ્રહ્મ અને આત્માની એકતા સમજાયાથી જ મોક્ષ થાય છે, પરંતુ સમજણ વગર લોકોની દેખાદેખી ( નકલ ) કરવાથી વિનાશ થાય છે, કારણકે "**भिन्नरुचिर्हि लोकः**" દરેક મનુષ્યની રૂચિ જુદા જુદા પ્રકારની હોય છે. "**तुंडे तुंडे मतिर्भिन्ना**" અર્થાત્ દરેક મનુષ્યને પોતપોતાના પ્રારબ્ધ કર્મની અપેક્ષાએ બુદ્ધિ પણ ભિન્નભિન્ન પ્રકારની હોય છે, માટે મોક્ષની ઈચ્છાવાળાએ આત્મજ્ઞાન મેળવવાના માર્ગને જાણવાની જ ઈચ્છા ધરાવવી.

મૂર્તિ પૂજનાદિ પ્રથમ પગથીયું છે. અને તેનો મર્મ એવો છે કે; એક મહાત્મા પાસે એક મુમુક્ષુ પુરૂષ ગયો, પરંતુ તેને અતિમંદ બુદ્ધિવાળો જાણીને મહાત્માએ તેને એક મૂર્તિ આપીને કહ્યું કે હે ભાઈ, આ મૂર્તિનું હંમેશાં પત્ર, પુષ્પ, ચંદન, ઇત્યાદિ વડે પૂજન કરી થાળ ધરાવી તે થાળ તારે જમવો, પરંતુ આ મૂર્તિ કરતાં બીજું કોઈ વધારે શક્તિવાળું તને જણાય તો તેજ પ્રમાણે તેની પૂજા વિગેરે કરજે; હવે એક વખતે એવું બન્યું કે, એક ઉંદરે આવીને ધરેલા થાળમાંથી રોટલી ઉપાડી લીધી, એટલે તેણે જાણ્યું કે ઉંદરમાં કાંઇક વધારે શકિત છે, પછી હંમેશાં ઉપરના ક્રમસર ઉંદરની પૂજા વિગેરે કરવા લાગ્યો; તેમ કરતાં એક દિવસે એક બિલાડીએ ઉંદરને મારી નાખ્યો, એટલે તેણે બિલાડીની પૂજા વિગેરે કરવા શરૂ કર્યું;

એટલે એક દિવસે એક કુતરે આવીને બિલાડીને મારી નાખી, એટલે કુતરાની પૂજા આદિ કરવા લાગ્યો, ત્યારે તેની સ્ત્રીએ જાણ્યું કે કોઇ ભાળશે તો મશ્કરી થશે એમ ધારીને કુતરાને એક બે ધોકા ઠબકાર્યા, એટલે કુતરો ભાગી ગયો, ત્યારે તેણે સ્ત્રીની પૂજા વિગેરે કરવા શરૂ કર્યું, એવામાં જોગાનજોગે બન્ને જણુ વચ્ચે કાંઇક વાંધો પડયો તેના આવેશમાં તેમણે સ્ત્રીને એક બે લાકડી ઠબકારી એટલે સ્ત્રી પણ નાઠી, આવું જોઈને તે માણસે વિચાર કર્યો કે અહો હો ! આ બધાં કરતાં હું જ સર્વથી શ્રેષ્ઠ લાગુ છું, એમ સમજીને પોતે પોતાની પૂજા કરવા લાગ્યો, એટલે કે પોતે જ પોતાની પૂજા કરી પોતાને જ થાળ ધરી ખાવા લાગ્યો.[1] એવી રીતે મનુષ્યોએ સત્સંગ કરી પોતાના આત્માને જાણીને, અર્થાત્ દેવને જાણીને દેવનું યજન-વા-ભજન કરવું, પરંતુ બાલવર્દ ન્યાય એટલે; કોઇ આંધળા માણસને ગામમાં મોકલવા માટે જેમ મૂર્ખજનોએ બળદનું પુછડું પકડાવી આપેલું હોય અથવા ભસ્મ કંકણુ પહેરાવ્યું હોય તો તેને મૂકી દેવું.

એક રાજાના મકાનમાં એક પંડિત કથા કરતા હતા અને વારંવાર બોલતા હતા કે; "રામનામ કહો બંધન છૂટે" તે શબ્દ સાંભળી તે જગ્યાએ પાંજરામાં બેઠેલો પોપટ બોલ્યો કે; "એસા મતબોલ પંડિત જૂઠે" કારણ કે હું રામરામ[2] કરતો ઘરડો થયો છતાં આ પાંજરામાંથી બહાર નીકળવા-છૂટો થવા પામતો નથી. અર્થાત્ મારૂં બંધન નષ્ટ થતું નથી. આવા પોપટના શબ્દો સાંભળી પંડિતજી ઉદાસ થયા હતા. હવે એવું બન્યું કે દૈવયોગે એક મહાત્મા પંડિતજીને ઘરે આવી ચડયા એટલે પંડિતજીએ પોપટ બાબતની હકીકત જણાવી, એટલે મહાત્માએ કહ્યું કે તે પોપટની પાસે મને લઈ જાવ, અને તે

---

૧ अहो अहं नमो मह्यं यस्य मे नास्तिकिञ्चन ॥
अथवायस्य मे सर्वं यद्वाङ्मनसगोचरम् ॥

૨ ફોનોગ્રાફની માફક.

પ્રમાણે ગયા પછી મહાત્માએ પોપટને ખાનગીમાં સમજાવ્યું કે હે ભાઈ, કાલે તને જ્યારે ખાવાનું આપવા આવે ત્યારે ઢોંગ કરી મૂર્છિત થઇ જજે. એટલે તને બહાર કાઢશે પછી તું તક જોઇને ઉડી જજે એટલે છૂટો થઈશ. તે પ્રમાણે પોપટજીએ મહાત્માશ્રીની યુક્તિ કામે લગાડી એટલે છૂટો થઈ ગયો.

"હવે પંડિતજીની કથાના વખતે ઝાડ ઉપર આવીને બેસતો હતો, અને પંડિતજી જ્યારે જ્યારે "રામનામ કહો બંધન છૂટે" એવા શબ્દો બોલતા હતા તેના જવાબમાં પોપટજી જણાવતા હતા કે "**વિના યુક્તિ કબી ન છુટે**" અર્થાત્ યુક્તિઓ જાણ્યા વિના છૂટી શકાતું નથી.

સારાંશ કે ઉપરના દ્રષ્ટાંત મુજબ યુક્તિઓદ્વારા બ્રહ્મ-અને આત્માની ઐકયતા સમજાયાથી જ મોક્ષ સિદ્ધ થાય છે. શ્રીનિશ્ચલદાસજી-કૃત **યુક્તિપ્રકાશ** ગ્રંથ ગુરૂમુખ વિચારો. ઘણા શ્રોતાઓ આખી જીંદગી વેદાંત શ્રવણ કરતા જોવામાં આવે છે; પરંતુ વેદાંતનો વિષય શું છે તે તેના જાણવામાં આવેલો હોતો નથી, જેથી કરીને વેદાંતની વાર્તારૂપ "અર્થવાદ ભ્રમ" અર્થાત્ શબ્દોના મહિમાની સ્તુતિનો ભ્રમ ઉત્પન્ન થાય છે! અને ફળ પ્રાપ્તિથી રહિત પણ હોય છે, તથા કેટલીક ગેરસમજણ પણ પ્રાપ્ત થાય છે. આમ થવાનાં કારણો સ્પષ્ટ છે. માટે હે ભદ્ર મુમુક્ષુ, ખૂબ યાદ રાખજે કે રંગનાં તો ચટકાં હોય છે કુંડાં હોતાં નથી, માટે તને તારી શંકાઓનું સમાધાન કરવાની જરૂર પડે તો ઉપર જણાવી ગયો તેવા નિઃસ્પૃહી પુરૂષનો સત્સંગ કરજે; એટલે જેવી રીતે પેટીમાંથી ચુંકો ખેંચી કાઢવામાં આવે છે તેમ તે પુરૂષ યુક્તિઓ અને પ્રમાણોદ્વારા તારા અંતઃકરણમાંથી દરેક શંકાઓને ખેંચી કાઢશે અને તારા મનનું સમાધાન કરી તને મુક્ત કરશે. સંત તુલસીદાસજી કહે છે કે; "**લવસત્સંગ**" અર્થાત્ એક ક્ષણભરનો સત્સંગ જન્મ મૃત્યુના મહાભયથી છોડાવે છે. પરંતુ જળસાપના જેવા[૧]

---

૧ નાની મોટી કરતાં ભય ગયો હોય તેવા.

વેદિયા ઢોરના સપાટામાં આવીશ તો તને અનેક પ્રકારની ઝંઝામાં નાખી મહાન દુઃખી કરશે કારણ કે સંસારની અનેક તૃષ્ણારૂપી રોગથી પીડાતા તથા સ્વર્ગ–નર્ક–પાપ પુણ્ય ઇત્યાદિ વાતો કરવાવાળા સ્વાર્થી અન્ધ ગુરૂ બીજાને શી રીતે મુક્ત કરી શકે? વેદાદિ શાસ્ત્રો પોતાના આત્માની સમજણ પુરતાં જ છે, માટે શાસ્ત્ર તો ઇતિહાસ છે અને પોતાનો નિશ્ચય–વા–અનુભવ જ સત્ય છે, અને સમજુને તો ઇસારો બસ છે. "મૃગનાભિમેં સુગંધી સૂંઘે વો ઘાસ ગંદી, દુનિયાં સબી હૈ અંધી સમજે નહીં ઈશારા, અપનેકા ભૂલ તનમેં બાહિર ફિરે ગમારા."

**गम्यते यदि मृगेन्द्रमंदिरं लभ्यते करिकपोलमौक्तिकम् ।**
**जंबुकालयगतेच लभ्यते वत्सपुच्छ खरचर्मखंडनम् ॥**

સિંહના રહેઠાણમાં જઈ ચઢનારને હાથીના કપાળમાંથી નીકળેલા મોતી મળે છે. શિયાળના રહેઠાણમાં જનારને વાછડાના પુંછડાં અને ગધેડાના ચામડાના કટકા જ મળે છે, અર્થાત્ મનુષ્ય જેવે ઠેકાણે જાય તેવું જ ફળ મેળવે છે. સારાંશ કે કૈવલ્યપદ અર્થાત્ મોક્ષ ધર્મવાળા આત્મજ્ઞાનની સમજણનો જ ઉપદેશ કરનાર પાસેથી કૈવલ્યપદની પ્રાપ્તિ થાય છે, અને જન્મ મરણથી મુક્ત[1] થવાય છે. તે સિવાયના બીજા બધા ઉપદેશો–સમજણો–વિગેરે વાછડાના પુછડાં અને ગધેડાના ચામડાના ટુકડા સમાન છે અર્થાત્ જન્મ મરણને કરાવનારા છે.

**॥ यं लब्धा चा परं लाभं मन्यते नाधिकं ततः ॥**

સુખ સ્વરૂપ એક આત્મા, તાસેં ભિન્ન અસાર;
તેરા રૂપ અનુપ હૈ, પ્રકાશ કિયા દુઃખટાર.

એક ખેડુત કુવામાંથી પાણી કાઢવાને માટે રેંટ ફેરવતો હતો ત્યાં એક સ્વાર પોતાના ઘોડાને પાણી પાવા માટે ગયો, પરંતુ ચાલતા રેંટનો ચુંચું ટેંટુ અવાજ સાંભળીને ઘોડો ભડક્યો. ત્યારે સ્વારે ખેડુતને કહ્યું કે તારા રેંટનો અવાજ બંધ કર તો ઘોડો પાણી પીવે, એટલે ખેડુતે રેંટ બંધ કર્યો અને પાણી આવતું અટક્યું, પાછો રેંટ શરૂ કર્યો, પાણી આવ્યું પણ પેલા ચુંચું ટેંટુ અવાજથી ઘોડો ચમક્યો,

---

1 " इतरथान्धपरंपरा "

પછી ખેડુતે જણાવ્યું કે ભાઈ અવાજ તો થયા કરવાનો, અને તેને થવા જ દો અને તમે નીચે ઉતરી ઘોડાને પકડી રાખી પાણી પાઈ લ્યો નહિતર તરસ્યો રહેશે અને તરફડી મરશે. એટલે સ્વારે તેમ કર્યું અને પોતાના ઘોડાને પાણી પાઈ તૃપ્ત કર્યો અને ગંતવ્ય સ્થાનપર લઈ ગયો.

ઉપરના દૃષ્ટાંતનો તાત્પર્ય એવો છે કે લોકોના ( ઠગોના ) ભમાવવાથી કેટલાક માણસો પોતાને સાંસારિક ઉપાધિવાળા માનીને સમજવાની ઇચ્છા કરતા જ નથી, અને પોતાનું દોઢ ડહાપણ[1] આમ થાય તો આમ, આમ કરીને તેમ ઇત્યાદિ પ્હોળી પ્હોળી વાતો કરવા મંડી પડે છે. તેવાઓએ જાણવું કે સંસારમાં ઉપાધિ[2] મટે તેમ નથી. માટે બધા વિચાર પડતા મૂકી દઈ સંસારમાં રહેવું જ છે, તો એમાં રહી સત્સંગ વડે ગુરૂએ બતાવેલી કળ, બળ અને યુક્તિથી પોતાના સત્ય સ્વરૂપ (સ્વયંપ્રકાશ) આત્માની સમજણ મેળવી લેવી. એ બધો ઘોંઘાટ થયા કરવા દો અને ઘોંઘાટથી ગભરાઓ નહિં, તમે અટકી ન રહો; કામ કરી લ્યો કારણકે પોતાના અસંગ આત્માની સમજણ મેળવી લેવાથી તે બધો ઘોંઘાટ તમને બંધન કરી શકશે નહિં. આ આ કાંઈ એકાદશીનું વ્રત નથી! કે અન્ન ભક્ષણ કરવાથી વ્રત ભંગ થઈ જાય. તાત્પર્ય કે તેથી કરીને જ્ઞાન તૂટતું કે ભાંગતું નથી.

શ્રદ્ધા અને વિચારવાળા મનુષ્યને કુશળ ગુરૂથી એક જ વખત અહંબ્રહ્માસ્મિ એટલે પોતાના અસંગ આત્માની સમજણ પડી જાય છે, અને તે સમજણ તેની બુદ્ધિ સાથે એવી રીતે જડાઈ જાય છે કે; મનના મટાડવાથી મટતી નથી, અર્થાત્ સ્મૃતિ એટલે યાદીરૂપે રહે છે. સ્મૃતિ નષ્ટ થતી જ નથી અને તેવા પ્રકારની સમજણ વા જ્ઞાનની

---

૧ દૈવ દૈવ કહે છે એ શબ્દ મુર્ખાધિશોએ કાઢેલો છે તેનું બીજું નામ પુરૂષાર્થ છે.

૨ ગૃહકો દુઃખ વરણ્યો ન જાઈ, માનહુ ચહુ દિશી અગ્નિ લગાઈ;
તામેં કહુ કૈસી વિધિ ઠરના, સમજી દેખી નિશ્ચય કરિ મરના.

વારંવાર ઉત્પત્તિ પણ થતી નથી. જેમ સુતેલો માણસ આગલા દિવસનું ભણેલું ભૂલી જતો નથી તેવી જ રીતે સ્મૃતિરૂપે રહે છે.

આ સૃષ્ટિમાંના કેટલાંક પશુ પ્રાણીઓને બુદ્ધિ ન હોવા છતાં પણ શબ્દના ઇસારામાં સમજી જાય છે, અને કાર્ય કરવા લાગે છે. પરંતુ મહાન આશ્ચર્યની વાત તો એ છે કેઃ બુદ્ધિના સ્થાનરૂપ મનુષ્યને તો શાસ્ત્રો પોકાર પાડીને કહે છે, તથા સંત મહાત્માઓ સમજાવે છે, છતાં પણ પોતાના આત્માને જાણી શકતા નથી. અર્થાત્ તે બ્રહ્મ હું છું; એવું સમજી શકતા નથી. તે કરતાં તો પશુઓ જ ઉત્તમ ગણાય માટે આ મનુષ્ય શરીર પામીને જેણે પોતાના આત્માનો નિશ્ચય કરી લીધો છે તેજ મનુષ્ય છે; તારી તીવ્ર જીજ્ઞાસા હશે તો જરાપણ વિલંબ નહિં લાગે.

પેટીમાંની જણસ ભુલી જવાય તેનો વાંધો નહીં પણ પેટી ઉઘાડતાં તે ન મળે તો તેના અભાવથી શોક થાય; પણ આત્મવસ્તુ તો જયારે યાદ કરો ત્યારે છે જ અને તેનો અભાવ જ નથી. જેમ દેવાલય ઉપર કળશ ચડાવ્યા પછી તેમાંનું કાંઈપણ કામ બાકી રહેતું નથી તેમ આત્મજ્ઞાન (સ્વસ્વરૂપનિષ્ઠા) પ્રાપ્ત થયા પછી કાંઈપણ કરવાનું બાકી રહેતું નથી.

**आश्चर्यवत्पश्य कश्चिदेनमाश्चर्यवद्वदतितथैवचान्यः ।**
**आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेदनचैवकश्चित् ॥**

**સારાંશઃ**—વક્તા આશ્ચર્યરૂપે વર્ણન કરીને સમજાવે છે, અને સાંભળનારાઓમાં કોઈ કોઈ માણસ અલૌકિક રીતે જીવ–જગત–અને બ્રહ્મના અભેદ અને પારમાર્થિક સંબંધને સમજી શકે છે, અર્થાત્ અપરોક્ષજ્ઞાન થાય છે, અને કેટલાક સાંભળવાવાળા તો માત્ર પરોક્ષ વર્ણન તરીકે જ એટલે જેમ કોઈ બીજો જ (તટસ્થ) હશે તેવી રીતે સમજે છે ! અને કેટલાક શ્રોતાઓ તો પરોક્ષ કે અપરોક્ષ કાંઈ પણ ધારણા વિનાના માત્ર ઈતિહાસની માફક જ સાંભળે છે અને કશું સમજતા નથી. આવા શ્રોતાઓ આખી જીંદગી સત્સંગ

કર્યા કરે અને સત્ વસ્તુથી સંગ ન થાય, એટલે કે હું સત્યવસ્તુ માત્ર આત્મા જ છું એવા પ્રકારની સમજણ ન થાય, તો જાણી લેવું કે સત્સંગ[1] થયો જ નથી ! પરંતુ કથાના અર્થમાં ચિત્ત આરૂઢ કરવું તેજ શ્રદ્ધાપૂર્વકનું શ્રવણ ગણાય છે.

અને બહુ બહુ શાસ્ત્રો અર્થાત્ ગ્રંથો વાંચવાથી અને સાંભળવાથી અંતઃકરણની ગ્રંથી (મડાગાંઠ) ન છૂટી એટલે કે જન્મ મરણવાળા જીવભાવનો નાશ ન થયો તો તેવા પ્રકારનો પ્રયાસ પણ આશ્ચર્યરૂપ જ છે ! તેમ બનવાનાં કારણો એવાં હોય છે કે, એક તો અધિકાર ભેદ અને બીજું સ્પૃહાવાળા ગુરૂઓનો ગુરૂભાગ હોય છે. પરન્તુ સમજુ માણસને તો નિઃસ્પૃહી ગુરૂના ઉપદેશથી હૃદયગ્રંથી મડાગાંઠ છૂટી જાય છે. તેમજ मूको वाचस्पतिर्भवेत् ।"

"हरिः ॐ तत्सत् परमात्मने नमः"

नमो नमो तिस रूपको, आदि अन्त जेहि नाहिं ।
सो साक्षी मम रूप है, घाट बाट कहुँ नाहिं ॥
अवगत अविनाशी अचल, व्याप रह्यो सब थाहिं ।
जो जाने अस रूपको, मिटे जगत भ्रम ताहिं ॥
आत्मानन्द गुरुको प्रथम, प्रणमों वारंवार ।
नाम लेत जेहि तम मिटे, अघ होवत सब छार ॥

---

૧ અત્યારના જમાનામાં કેટલાંક મનુષ્યો સત્સંગના બ્હાને એકઠાં થાય છે અને અર્ધો કલાક કોઇ પણ પુસ્તક અથવા છાપું (ન્યુસપેપર) વાંચી જેનો જેનો જે અધ્યાસ અને વ્યવસાય હોય તે તે પ્રમાણે ઢોલકી વગાડી અહીં તહીંની વાતો, ગ્રામચર્ચા, અને કુથલીમાં ઉતરી પડે છે અને પોતાનો અમૂલ્ય સમય નાહક બરબાદ કરે છે. તેવાઓને વક્તા શું કરી શકે ? તથા એવા પ્રકારનો જે દાંભિક સત્સંગ તે પણ ધિક્કારને પાત્ર છે. માટે આવા સત્સંગનો ત્યાગ કરી પોતાના ઘરમાં અથવા એકાન્તમાં બેસી પ્રભુ નામનો જપ કરનાર શ્રેષ્ઠ છે. અને શાન્તિ અને કલ્યાણ તેને જ પ્રાપ્ત થાય છે.

हम जिज्ञासु जनन पै, सबविधि विधि अनुकूल,
स्वामि आत्मानन्दजी, गुरू मिले सुखमूल.
गुरू मिले सुखमूल, कृपा कीनी अति भारी,
दियो आतम उपदेश, अविद्या सकल निवारी.
कह शुभ चिंतक मित्र, मिटाया है सबका भ्रम,
स्वसरूप स्थिति पाय, अहो ? कृत कृत्य भये हम.

ॐ योहवै श्रीरामचन्द्रः स भगवानद्वैत परमानन्द आत्मा ।
यः सच्चिदानन्दाद्वैतैक चिदात्मा भूर्भुवः स्वस्तस्मै वै नमोनमः ॥

"कोऽयं मुख्य इति चेत्"—તું કોણ છો અથવા કઇ વસ્તુ છો, તેનો વિચાર કર; આ શરીર અને તેની તમામ ઇન્દ્રિયો તથા મન, બુદ્ધિ વગેરેનો જે સમુદાય તે તું નથી, અને તારાં નથી. પરન્તુ "ज्ञानादेव तु कैवल्यम्-इतिश्रुतेः" ભગવતી શ્રુતિ કહે છે કે; જે જ્ઞાન સ્વરૂપજ—અથવા જેને જ્ઞાન કહેવામાં આવે છે, તે વસ્તુ જ તું છો અને માયામલથી રહિત જે શુદ્ધાત્મા કહેવામાં આવે છે, તે શુદ્ધાત્મા જ તું છો. માટેઃ—

श्रद्धस्व तात श्रद्धस्व नात्र मोहं कुरुष्व भोः ।
ज्ञानस्वरुपो भगवानात्मा त्वं प्रकृतेः परः असि ॥

મહર્ષિ અષ્ટાવક્ર કહે કેઃ—હે તાત, વેદાન્તના વચનો પર **વિશ્વાસ** કર, વિચાર કર, કારણ કે જેને ભગવાન—અથવા—આત્મા કહેવામાં આવે છે, તે વસ્તુ તું છો. તેમાં જરાપણ શંકા (સંશય) કરવા જેવું નથી જ. અને આ પ્રકૃતિ એટલે શરીર અને તેની ઈન્દ્રિયોથી પર છો. એટલે શરીર અને તેની ઇન્દ્રિયોથી જાણી શકાય નહિ; પરન્તુ "તું આત્મા" આ શરીર અને તેની ઈન્દ્રિયોને જાણવાવાળો સ્વતઃ સિદ્ધ અને દ્રષ્ટા[1] માત્રજ છો.

---

[1] घटद्रष्टा घटाद्भिन्नः—જેમ ઘડાને જોવાવાળો અર્થાત્ આ ઘડો છે, એમ જાણવાવાળો મનુષ્ય પોતે ઘડારૂપ હોતો નથી; પરન્તુ ઘડાથી જુદો

"**तमेवैकं विजानीथ आत्मानमन्या वाचो विमुंचथ ।**"

ભાવાર્થઃ—બ્રહ્મથી અભિન્ન એટલે બ્રહ્મ-અને તમારો આત્મા એકજ છે, અદ્વિતીય છે, અને તે બંનેની ઐકયતા કેવી રીતે છે, તે જાણવાને માટે ઉત્સાહી થાઓ; અન્ય વાણીના એટલે તે સિવાયની જે જે નકામી વાણી છે, તેનો ત્યાગ કરો. "**ननुध्यायेद्बहूञ्शब्दान् वाचो विग्लापनं हि तत् ॥**" નકામાં ટાયલાં, કુટિલગ્રંથો, ન્યુસપેપરો,, અનૃતદર્શી સભા, તથા અનાત્મ બોધક એવા શાસ્ત્રોના અભ્યાસને છોડી દ્યો, કારણ કે તે બધું વાણીને તથા મગજને શ્રમ આપવાવાળું છે, તેમાં બુદ્ધિ થાકી જાય છે એટલે આત્મવિચાર (બ્રહ્માભ્યાસ) થઇ શકતો નથી.

**इह चेद वेदीदथ सत्यमस्ति**
**न चेदिहा वेदीन्महती विनष्टिः**

આ મનુષ્ય શરીર પ્રાપ્ત કરીને જે મનુષ્યે પરમ-આત્મ-તત્ત્વ એટલે પોતાના સ્વયંપ્રકાશ આત્માને જાણી લીધો છે તે ઉત્તમ મનુષ્ય છે. અને જેણે નથી જાણ્યો તેનો જન્મ નિરર્થક જાય છે.

**जन्तूनां नरजन्मदुर्लभमतः पुंस्त्वं ततो विप्रता, तस्माद्वैदिकधर्ममार्गपरता विद्वत्वमस्यात्परम् । आत्मानात्मविवेचनं स्वनुभवो ब्रह्मात्मना संस्थितिर्मुक्तिर्नो शतजन्मकोटिसुकृतैः पुण्यैर्विना लभ्यते ॥**

અર્થઃ —પ્રાણીઓમાં મનુષ્ય જન્મ દુર્લભ છે. તેમાં પણ પુરૂષપણું દુર્લભ છે અને તેમાં બ્રાહ્મણ જન્મ દુર્લભ છે, તેમાં પણ વિદ્વત્તા દુર્લભ છે, તેમાં પણ આત્મા અને અનાત્માના વિવેચક થવું દુર્લભ

---

હોય છે. તેમ આ પ્રકૃતિ (શરીર) રૂપી ઘડાને, અને તેના કાર્યને જોનારો, અનુભવનારો, અર્થાત્ જાણવાવાળો "તું આત્મા" ઘટદ્રષ્ટાની માફકજ છો અને નિર્લેપ છો. જેમ ઘડાની અંદરના આકાશને તથા ઘડાને કલ્પિત સંબંધ છે. તેમ તું ચૈતન્ય આત્મા મહાકાશ જેવો છો અને તેમાં ઘડા જેવું શરીર કલ્પીત છે, અને તારો શરીર સાથેનો સબંધ પણ કલ્પીત છે.

છે, તેમાં પણ સારો આત્માનુભવ દુર્લભ છે, તેમાં પણ બ્રહ્મસ્વરૂપે રહેવું દુર્લભ છે; અને તેમાં પણ મુક્તિ (મોક્ષ) દુર્લભ છે, એ મુક્તિ કરોડો જન્મમાં કરેલા પુણ્યવિના પ્રાપ્ત થાય નહીં.

**ब्राह्मणस्य देहोऽयं क्षुद्रकामाय नेष्यते ।**
**एहि तनुकर फल विषय न भाई ॥**

બ્રાહ્મણ શરીર ક્ષુદ્ર કામનાઓ એટલે સાંસારિક ભોગવિલાસો માટે નથીજ.

**मोक्षस्य हेतुः प्रथमो निगद्यते वैराग्यमत्यन्तमनित्यवस्तुषु ॥**

સઘળી અનિત્ય વસ્તુમાં અત્યંત વૈરાગ્ય (ઉપરામ)એ મોક્ષનું પહેલું દ્વાર છે. "**न लिङ्गं धर्मकारणम्**" મોક્ષ ધર્મ એટલે પોતાના નિત્ય મુક્ત આત્માને જાણવા અર્થાત્ સમજવામાં કોઈપણ પ્રકારના ચિન્હની જરૂર નથી.

**अविनाशी आतम अचल, जगतातैं प्रतिकूल ।**
**एसो ज्ञान विवेक है, सब साधनको मूल ॥**

સારાંશઃ—પોતાનો આત્મા નાશ રહિત, ક્રિયા રહિત, ચંચળતા રહિત, નિર્લેપ અને પરમ સુખરૂપ છે; અને જગત વિનાશી, ચળ, અર્થાત્ ઝાંઝવાના જળ જેવું મિથ્યા છે; આવા પ્રકારની સમજણ અને નિશ્ચય હોય તો તેમાં દરેક સાધનોનો સમાવેશ થઈ જાય છે.

**कुरंग मातंग पतंग भृंग मीना हताः पंचभिरेव पंच ।**
**एकः प्रमादी स कथं न हन्यते यः सेवते पंचभिरेव पंच ॥**

હરણ, હાથી. પતંગીયું, ભમરો, માછલું, એઓ પાંચ ઇન્દ્રિયોમાંની એક એકની લોલુપતા વડે નાશ પામે છે ત્યારે જે એકલો પાંચે ઇન્દ્રિયો વડે પાંચે વિષયોનું સેવન કરે તે પ્રમાદી મનુષ્ય કેમ નાશ ન પામે? અર્થાત્ ભોગ વિલાસોમાં મુક્તિ હોતી નથી, અને મુક્તિમાં ભોગવિલાસ હોતો નથી. "**संसर्गजा दोषगुणा भवन्ति,**"— "**प्रायेणाधममध्यमोत्तमगुणः संसर्गतो जायते ।**" સંસર્ગથી ગુણ

દોષની ઉત્પત્તિ એટલે કે; અધમ, મધ્યમ, અને ઉત્તમ ગુણ પ્રાયઃસંગથી જ થાય છે. અને "**स्नेहो निबन्धनमनर्थपरंपराणाम्**:–" સ્નેહ રૂપી બન્ધન અનર્થની પરંપરા વધારનારું છે.

એક મૃગ કે કારણે, ભરત ધરી તીન દેહ;
તુલસી ઉનકી કયા ગતિ, ઘર ઘર કરતે સ્નેહ,

**सेन्द्रियमानसनियमादेवं द्रक्ष्यसि निजहृदयस्थं देवम् ।**
**श्रद्धावांल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ॥**

સારાંશઃ—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધાદિ વિષયોથી જે મનુષ્યે પોતાના મન અને ઇન્દ્રિયોનો ઉત્તમ પ્રકારે સંયમ કરેલો હોય અર્થાત્ ઉપરામને પ્રાપ્ત થયો હોય, તેવો મુમુક્ષુ "**सत्यवेद गुरु वाक्य है**" ગુરૂ અને વેદનાં વચનમાં શ્રદ્ધા (વિશ્વાસ) વડે, પોતાના સત્ય સ્વરૂપને યથાર્થ જાણી અને અનુભવી શકે છે; તથા તેને ઉત્તમ અને નિશ્ચિત જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અર્થાત્ સારો બ્રહ્માનુભવ થાય છે. તેવા ઉત્તમ અધિકારી મનુષ્યને તો "**वाक्यश्रवणमात्रेण पिशाचवद्वाप्नुयात् ॥**" જેમ એક પ્રેત કથાના શબ્દો સાંભળી (પુરાણગાથા) પ્રેતયોનિમાંથી મુક્ત થયો હતો, તેમ તે મનુષ્યને "**तत्त्वमसि**" વાકય સાંભળતાં બોધની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ તે બ્રહ્મતત્ત્વ માત્રજ હું છું; એવું સમજવામાં આવી જાય છે અને શંકાઓ (હું જીવ છઉં એવી ભ્રાન્તિ) નષ્ટ થાય છે.

**राजा राष्ट्रकृतं पापं राज्ञः पापं पुरोहितः ।**
**भर्ता च स्त्रीकृतं पापं शिष्यपापं गुरुस्तथा ॥**

અર્થઃ—પ્રજાએ કરેલું પાપ રાજાને લાગે છે, રાજાનું પાપ પુરોહિતને લાગે છે, સ્ત્રીએ કરેલું પાપ ભર્તા (પતિ)ને લાગે છે,

અને શિષ્યનું પાપ ગુરૂને લાગે છે, તથા બાલ્યાવસ્થામાં છોકરાંઓ અનેક પ્રકારનાં પાપ કરે છે. જેમકે પશુ, કુતરૂં તથા જંતુ ઇત્યાદિ પ્રાણીઓને કોઈ પણ પ્રકારે દુઃખ દેવાની જે ચેષ્ટા કરે છે, તેવાં પાપો માબાપને લાગે છે,

**पतिरेव गुरुः स्त्रीणां सर्वस्याभ्यागतो गुरुः ।**
**गुरुरग्निर्द्विजातीनां वर्णानां ब्राह्मणो गुरुः ॥**

સ્ત્રીઓનો ગુરૂ તેનો પતિ છે. દ્વિજાતિઓનો ગુરૂ અગ્નિ છે, તથા ત્રૈવર્ણ્યનો ગુરૂ બ્રાહ્મણ છે, અને સર્વનો ગુરૂ અતિથિ છે.

લોકોને ઐહિક સુખોની કલ્પનાઓમાં ઉન્મત્ત નહીં કરનાર, તથા પોતાનો સ્વાર્થ સાધવા માટે **કલ્પિત** સ્વર્ગાદિની લાલચ બતાવી અમુક ધર્મદાન કરો એવી શિખામણ નહીં આપનાર, તથા વિવિધ પ્રકારનાં કલ્પિત આખ્યાનો અને વાર્તાઓ કરી લોકોને **ભ્રમમાં** નહીં નાખનાર; પરન્તુ પોતાનો સ્વાર્થ તજી નિષ્પક્ષપાત રીતે લોકોની ભ્રાન્તિ દૂર થાય તેવા પ્રકારના અનાશવંત શ્રેયનો ઉપદેશ કરનાર સદાચરણી મનુષ્ય **બ્રાહ્મણ** ગણાય છે.

શ્રી રુષભદેવજી કહે છે કે; જે સમીપ પ્રાપ્ત થએલ મૃત્યુથી છોડાવી શકતો નથી, તે પિતા નથી, તે માતા નથી, દૈવ નથી, અને પતિ પણ નથી.

શાસ્ત્રના અર્થને **યુક્તિથી** સમજાવનાર, સદાચરણી, વિષયસ્પૃહાથી પરાભવ નહીં પામનાર, બ્રહ્મસ્વરૂપને જાણનાર, ચિત્તવૃત્તિને બ્રહ્મમાં સ્થિર રાખનાર, રાગદ્વેષ રહિત, તથા ઇન્ધન રહિત અગ્નિ જેવા એટલે સંસાર સંબંધી દરેક ઉહાપોહ જેની શાન્ત થએલી છે એવા, લાલસા વગરના દયાના સમુદ્ર, પ્રેમવડે પ્રણામ કરનારાઓનું પરમહિત કરનાર સદ્‌ગુરૂ[1] જાણવા.

એવા મહાપુરૂષો-શિષ્યને પ્રશ્ન કરતાં ન આવડતા હોય તો પણ તેના અંતઃકરણનો આશય જાણી લેવામાં બહુ તીક્ષ્ણ, અને સમાધાન કરવામાં અતિકુશળ હોય છે. તત્ત્વદર્શી પુરુષો વાચ્ય વૃત્તિવડે સગુણ સ્વરુપ અને લક્ષણાવૃત્તિ વડે નિર્ગુણ સ્વરુપ બ્રહ્મને યુક્તિ સહિત કહેવાને શક્તિમાન હોય છે.

---

૧ વેદાંતીને માટે કાનમાં ફૂંક મારી ગુરુ થવાનું અને ચેલા બનાવવાનું છે જ નહીં. પરન્તુ જીવ બ્રહ્મની એકતાનો ઉપદેશ કરે તે ગુરુ હોઇ શકે છે.

**येन केन प्रकारेण यस्य कस्य प्रयत्नतः ।**
**देशभाषादिभिः शिष्यं बोधयेत्स गुरूर्मतः ॥**

શિષ્ય જેવી રીતે સમજી શકે તેવીજ રીતે અને તેજ ભાષામાં, લૌકિક અથવા શાસ્ત્રીય અથવા ગમે તે પ્રકારની યુક્તિ વડે શિષ્યના અંતઃકરણની શંકાઓ નષ્ટ કરવામાં કુશળ હોય છે. કારણકે "**एकं सत् विप्रा बहुधा वदंति**" સત્ય વસ્તુ આત્માનો જ બોધ કરવા વાળા આત્મજ્ઞ બ્રાહ્મણો અનેક પ્રકારે આત્માની સમજણનો બોધ કરી શકે છે. "**महद्भय परित्राणा विप्राणा मुपजायते ॥**"

**कर्म उपासनतैं नहीं, जगनिदान तम नाश ।**
**अंधकार जिम गेहमैं, नसै न बिन परकाश ।**

સારાંશ કેઃ—નિષ્કામપણે કરેલાં જપ, અનુષ્ઠાનાદિ સત્કર્મોથી ચિત્ત શુદ્ધિ થાય છે, તથા જે ઘણું દ્રવ્ય ખર્ચીને યજ્ઞયાગાદિ બહિરંગ કર્મો[1] ( કાંઈ પણ ફળની ઇચ્છારહિત કરવામાં આવે તો ) તે પણ નિષ્કામ કર્મજ કહેવાય. પરંતુ તેમાં છુપી રીતે લોકૈષણા તથા કાંઈક છુપામાં છુપી પુણ્યવાસનાના બળે દ્રવ્યનો ત્યાગ થાય છે, પરન્તુ અંતઃકરણમાં ઇચ્છાનો તો સદ્‌ભાવ જ હોય છે, ત્યાગ હોતો નથી. અને આવા પ્રકારનાં પુણ્યકર્મો કરી સ્વર્ગાદિ મેળવવાં આવો વેદનો **અભિપ્રાય** નથી. કામનાને માટે ધર્માચરણ કરનારા પણ અધર્મીજ ગણાય છે કારણ કે ધર્મને કાંઇ કામનાએ ઉત્પન્ન કરેલ નથી; માટે કર્મના ફળ માટે ધર્માચરણ કરવું એ કલ્યાણકારી નથી. પરન્તુ બહિર્મુખ અજ્ઞાની જનોને મોક્ષનો ઉપદેશ કરવાની ઇચ્છાથી આવાંતર ( ગૌણ ) ફળોમાં પ્રલોભન કરી રૂચિ ઉત્પન્ન કરાવવા માટેની જ વેદની ફળ શ્રુતિ છે. માટે મુક્તિની ઇચ્છાને ત્યાગીને યજ્ઞયાગાદિ કે

---

૧ જેમ ગારાથી ખરડાયલા હાથ ગારાથી ધોવાતા નથી, પરંતુ પાણીથીજ ધોવાય છે. તેમ કર્મ ઉપાસના રૂપી કાજળ વડે અજ્ઞાન રૂપી અંધકાર દૂર થતો નથી.

જે સ્વર્ગાદિ મેળવવાની ઉત્સુકતાથી જ કરવામાં આવે છે તેને અજ્ઞાની જનો પુણ્યમાર્ગ કહે છે! પણ ખરેખર પાપ છે. કારણકે પોતે કલ્પવૃક્ષની[1] છાયામાં બેઠા છતાં પોતાની ઝોળીનાં મોઢાં કકડાવીને બાંધે છે, અને પછી યાચના કરે છે. માટે તેવા પ્રકારનાં કરોડો કર્મોવડે[2] જન્મ મરણરૂપ ભ્રાન્તિ એટલે અજ્ઞાનનો નાશ થતો નથી; જેમ અંધારાને લાકડી, તરવાર, બંદુક વડે મારવાથી અંધારૂં નષ્ટ થતું નથી, પરન્તુ પ્રકાશ એટલે દીવાની જ જરૂર પડે છે; તેવીજ રીતે અજ્ઞાનનો નાશ કરવા માટે પોતાના સ્વયંપ્રકાશ આત્મારૂપી દીવાની[3] સમજણની જ જરૂર છે.

"न कर्मणा न प्रजया न धनेन त्यागेनैकेनामृतत्वमानशुः। नास्त्यकृतः कृतेन इति श्रुतिः। ભાવાર્થ:—ધનથી, પ્રજાથી, તથા વાસનાથી કરેલાં યજ્ઞયાગાદિ પુણ્યકર્મોથી, તથા સમજણ વગરના લુખા ત્યાગ વડે, મરણધર્મરહિતપણું, અર્થાત્ કૃતકૃત્યતા એટલે આ મનુષ્યજન્મ પ્રાપ્ત કરીને જે કરવાનું હતું તે મેં કરી લીધું છે; એવા પ્રકારનો સંતોષ થવાનો નથી.

वदन्तु शास्त्राणि यजन्तु देवान् कुर्वन्तु कर्माणि भजन्तु देवताः।
आत्मैक्यबोधेन विनापि मुक्तिर्न सिध्यति ब्रह्मशतान्तरेऽपि
इति श्रुतिः॥

---

૧ કલ્પવૃક્ષની નીચે બેઠેલો માણસ જેવો સંકલ્પ કરે તેવું તરત હાજર થાય છે, સ્વેચ્છાથી ભુતનો સંકલ્પ કરે તો તેવું થાય છે તેમાં કલ્પવૃક્ષનો શો દોષ?

૨ क्षरन्ति सर्वावयेक्यो जुहोति यजति क्रियाः।
अक्षरं दुष्करं ज्ञेयं ब्रह्मचैव प्रजापतिः॥

અર્થ:—ૐ યોગાદિ સર્વ વૈદિક ક્રિયા નાશવંત છે, તેથી તેનાં ફળ જે સ્વર્ગાદિ તે પણ નાશવંત છે. પરન્તુ ૐકારનો લક્ષ્યાર્થ એટલે જેને અવિનાશી આત્મા અથવા બ્રહ્મ કહેવામાં આવે છે તે જાણવા યોગ્ય છે.

૩ મૃત્યુ સમયે ઘીનો દીવો કરવામાં આવે છે તેનો હેતુ એવો છે કે; જ્ઞાનરૂપી દીવો તું છો એવી સુચના કરવા માટેની સંજ્ઞા છે.

ભાવાર્થઃ—વ્યાખ્યાન કરે, તથા દેવતાઓને પ્રસન્ન કરવા માટે યજ્ઞયાગાદિ કરે, તથા અનેક પ્રકારના શુભ (પુણ્ય)કર્મો કરે અથવા દેવતાઓનું ભજન કરે; પરન્તુ જ્યાંસુધી સદ્વસ્તુ "બ્રહ્મ અને પોતાનો આત્મા એક જ છે." એવા પ્રકારની યથાર્થ સમજણ થયા વિના બ્રહ્માના સો વર્ષો સુધી પણ મુક્તિ થતી નથી; અર્થાત્ એવાં સાધનો[1] જન્મમૃત્યુથી છોડાવતા નથી. માટે કહે છે કેઃ—

**"तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः**
**पंथा विद्यतेऽयनाय. श्रुतिः ॥"**

ભાવાર્થઃ—તું તારા આત્માને યથાર્થરીતે જાણીશ તો મોક્ષનું સ્વરૂપ તારા જાણવામાં આવશે. માટે તે સિવાય મોક્ષના માટે બીજો કોઈ માર્ગ નથી જ.

**न योगेन न सांख्येन कर्मणा नो न विद्यया ।**
**ब्रह्मात्मैकत्वबोधेन मोक्षः सिद्ध्यति नान्यथा. श्रुतिः ॥**

ભાવાર્થઃ—અષ્ટાંગયોગ (હઠયોગ)થી, કે સાંખ્યયોગથી, કર્મથી, કે શાસ્ત્રોના ભણવાથી મોક્ષ સિદ્ધ થતો નથી; પરન્તુ બ્રહ્મ અને મારો આત્મા એ બંને એક જ છે, જુદા જુદા નથી; એવા પ્રકારની સમજણથી જ મોક્ષ થાય છે; તે સિવાય બીજા અન્ય સાધનોથી મોક્ષ થતો નથી.

**यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् ।**
**तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥**

અર્થઃ—જેની લોકો ઉપાસના કરે તે બ્રહ્મ નહીં, કિંતુ જે મનથી જાણી શકાતું નથી, પરન્તુ જેના વડે મન જણાય છે, તેને તું

---

૧ જન્મ-મૃત્યુનો પાર આવી જાય તેવી પારાયણ કર અર્થાત્ તેને પાર-આણ તે પારાણ; તથા પાછા થવા પણું એટલે બીજે ઠેકાણે જન્મ લેવાપણું જેમ લૌકિક વ્યવહારમાં બોલાય છે કે ફલાણાભાઈ પાછા થયા. ઇતિ; એવી રીતે પાછા થઇ બાફેલા ચોખાના લાડવા ખાવાની (વારાની) ઈચ્છા કરવી એ શરમાવા જેવું છે.

બ્રહ્મ જાણ; અને તે બ્રહ્મ જ તું છો. અને " **स्वयमेव स्वयं हंसः स्वयमेव स्वयं स्थितिः॥**" સદા સર્વદા સ્થિત એવો તું પોતે જ હંસ ( આત્મા ) છો અર્થાત્ બ્રહ્મ છો. માટે " **ज्ञानेनैव हि मोक्षं च तेषां वाक्यं तु नान्यथा ॥** " તે આત્માના જ્ઞાન એટલે સમજણ વડે મોક્ષ થાય છે તેમાં જરા પણ ખોટું નથી.

**जेने तुं कहे छे देव, ते तुं चैतन्य स्वयमेव ।**
**बीजो देव माने जे कोई, एज बंधन तेने होई ॥**

પરમાત્મા, આત્મા, બ્રહ્મ ઇત્યાદિ અનેક નામોથી કહેવામાં આવતો ચૈતન્યદેવ જે આત્મા તે તું પોતે જ છો, તારાથી જુદો બીજો કોઈ દેવ નથી; અને જે મનુષ્ય પોતાને જુદો માને છે તેને બંધન થાય છે. તથા " **अन्योसावन्योहमस्मीति न स वेद यथा पशुरेव स देवानाम् ॥**" ઉપાસ્ય દેવને[1] જુદો માનીને જે દેવની ઉપાસના[2] કરે છે તે પણ દેવનો પશુ છે. " **अथोदर मन्तरं कुरुते अथ तस्य भयंभवति द्वितीया द्वैभयं भवति ॥** "

**यो मां नाम सहस्रेण स्तोतुमिच्छति पांडव ।**
**सोहमेकेन श्लोकेन स्तुत एव न संशयः ॥**

સારાંશ કેઃ—અધિકારી મનુષ્યને કુશળ ગુરૂના ઉપદેશ વડે એક શ્લોકથી કે અર્ધા શ્લોકથી પોતાના આત્માની અર્થાત્ " તે બ્રહ્મ હું છું " એવી સમજણ પડી જાય છે, સંશયો છેદાઈ જાય છે, અને હજારો શાસ્ત્રો જોવાની જરૂર પડતી નથી.

**भ्रांत्या प्रतीतः संसारो विवेकान्न तु कर्मभिः ।**
**न रज्ज्वारोपितः सर्पो घंटाघोषनिवर्त्तते ॥**

---

૧ **शैवः शाक्तो गणपतिभक्तो वैष्णव सौरावितिमाना ।**
**अज्ञात्वायं जातालोके स त्वं शंभुर्भव शिष्टः ॥**

૨ દેવોને નમસ્કાર કરીએ, પરન્તુ તે તો બ્રહ્માના વશ છે; બ્રહ્મા વંદન કરવા યોગ્ય છે, પરંતુ તે પણ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે જ કર્મનું ફળ આપે છે, અર્થાત્ તે ફળ કર્મના વશમાં છે, માટે બ્રહ્મા પણ જેને ફેરવી શકતા નથી એવાં સકામકર્મને નમસ્કાર હો.

અર્થઃ—જેમ અંધારામાં લટકતી દોરડીમાં સર્પની ભ્રાન્તિ (સર્પ છે એવો ભાસ) થાય છે, પરન્તુ સર્પ હોતો નથી. અને તપાસતાં પરિણામે દોરડી જોવામાં આવે છે ત્યારે દોરડીમાં **આરોપિત** (કલ્પિત) સર્પની ભ્રાન્તિ નિવૃત્ત થાય છે; તેમ પોતાના નિર્લેપ આત્મામાં કર્મ, કર્તાભોક્તા, તથા જન્મ મરણાદિની જે ભ્રાન્તિ તે આત્મા અને અનાત્માના વિવેક વડે **અધિષ્ઠાન** આત્માના જ્ઞાનથી અર્થાત્ સમજણથી જ, જીવભાવ નિવૃત્ત થાય છે; પરન્તુ **ઘંટા વગાડવાથી** કે **ઘાંટા** પાડવારૂપી કર્મોવડે તે ભ્રાન્તિ દૂર થતી નથી.

### "જ્ઞાનનું મુખ્ય સાધન"

વિચાર અને વિવેક વડેજ પોતાના આત્માની સમજણ પડે છે, અર્થાત્ "હું આત્મા જ છું" એવું જ્ઞાન (સમજણ) થાય છે એવો દરેક શાસ્ત્રોનો સિદ્ધાંત છે. હવે જાણવાનું કે, જેને વિવેક કહેવામાં આવે છે તેનું બીજું નામ વિચાર છે; પરન્તુ વિવેક અને વિચાર બંને જુદા જુદા નથી તથા તેને મુખ્ય વિવેક તરીકે પણ ગણવામાં આવે છે.

**अर्थस्य निश्चयो दृष्टो विचारेण हितोक्तितः ।**
**न स्नानेन न दानेन प्राणायामशतेन वा ॥ श्री. शं.**

અર્થઃ—સૂક્ષ્મ વિચારવડે આત્માનો નિશ્ચય થાય છે, અર્થાત્ હું આત્મા જ છું એવું સમજવામાં આવે છે; પરન્તુ સ્નાન, દાન, અથવા સેંકડો પ્રાણાયામથી પોતાના આત્માનો નિશ્ચય થતો નથી.

**मुक्तिस्तु ब्रह्मतत्त्वस्य ज्ञानादेव न चान्यथा ।**
**स्वप्रबोध विना नैव स्वस्वप्नो हीयते यथा ॥ श्रुतिः**

મુક્તિ તો ત્યારેજ થાય કે; જેને જ્ઞાન, આત્મા, અથવા બ્રહ્મતત્ત્વ કહેવામાં આવે છે તે વસ્તુ ચિદ્‌-ઘન **સત્તા માત્રજ હું છું**, તથા અસંગ એટલે શરીર તથા મન બુદ્ધિ વડે કરેલાં સારાં નરસાં કર્મો માત્રથી અલિપ્ત-રહિત છું, અને મારા સ્વરૂપમાં કર્મની લેશ

માત્ર પણ ગંધ નથી, અર્થાત્ સર્વ વિકારોથી રહિત છું; એવા પ્રકારની સમજણથી મોક્ષ થાય છે; પરંતુ જ્યાં સુધી એવી સમજણ ન થાય ત્યાં સુધી સંસારરૂપી સ્વપ્નાનો અંત આવતો નથી. માટેઃ—

**उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।**

અર્થઃ—જન્મ મરણાદિરૂપ અધોગતિને પ્રાપ્ત ન થતાં, વિવેકી મનુષ્યોએ બુદ્ધિ વડે કરીને પોતેજ પોતાના આત્મસ્વરૂપને યથાર્થ જાણવું.

**"वस्तुस्वरूपं स्फुटबोधचक्षुषा स्वेनैववेद्यं न तु पण्डितेन"॥**

આત્મ વસ્તુનું સ્વરૂપ **પોતેજ** સમજવું જોઈએ. બીજાનું સમજેલું પોતાને ફળપ્રદ થતું નથી. જેમકે માથા ઉપર લાદેલો બોજો કોઈ પણ ઉપાડી લે છે, પણ ભૂખ તરસ આદિની શાંતિ બીજાથી થતી નથી. કારણ કે;—

**"बंधमोचनकर्ता तु स्वस्मादन्यो न कश्चन" ॥**

ભાવાર્થ કેઃ—જેમ પિતાનું દેવું દીકરો[1] ચુકાવે છે, પરંતુ ભવબંધથી છોડાવી શકતો નથી; તેમ ભવબંધથી છૂટવા માટે પોતાનીજ[2] સમજણ વડે મોક્ષને પ્રાપ્ત થવાય છે. અનેઃ—

**"सतां हि सन्देहपदेषु वस्तुषु, प्रमाणमन्तःकरण प्रवृत्तयः" ॥**

પોતાનીજ સમજણ વડે જેની શંકાઓ નષ્ટ થએલી છે, પછી તેવા મનુષ્યને કોઈનો ઉપદેશ સાંભળી શંકા સમાધાન કરવાની જરૂર પડતી નથી.

**को दीर्घरोगो भव एव साधो ।**
**किमौषधं तस्य विचार एव ॥**
**"संसारदीर्घरोगस्य विचारो हि महौषधम्" ॥**

આ સંસારરૂપી લાંબા રોગનું નિશ્ચય **આત્મવિચાર** એ મોટું ઔષધ છે.

---

૧ પુ. નામના નર્કમાંથી તારે તે પુત્ર.

૨ જો જાનહુ જગજીવના તો જાનહુ યહ જીવ,
પાની ચાહહુ અપના તો પાની માંગન પીવ.

"नोत्पद्यते विना ज्ञानं विचारेणान्यसाधनैः" ॥

આત્મ વિચાર વિના બીજાં સાધનો વડે આત્મજ્ઞાન એટલે હું આત્મા છું એવી સમજણ થતી નથી, અને હું આત્મા કેવી રીતે છું તે જાણવું અથવા સમજવું તેનુંજ નામ વિચાર અથવા વિવેક ગણાય છે.

**चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये ।**
**वस्तुसिद्धिर्विचारेण न किञ्चित् कर्मकोटिभिः ॥**

અર્થઃ—વેદ વિહિત નિષ્કામ કર્મો કરવાથી ચિત્ત શુદ્ધિ થાય છે, પરન્તુ તેથી કરીને આત્મ વસ્તુ સમજાતી નથી; આત્મ વસ્તુનું જ્ઞાન અથવા સમજણ તો વિચારથીજ થાય છે; કરોડો કર્મોથી પોતાના આત્માને જાણી શકતો નથી. તાત્પર્ય કે; હાથવતી શેવાળ દુર કરી શકાય છે પણ પાણી બનાવી શકાતું નથી કારણ કે તે સ્વતઃસિદ્ધ છે.

**अविचारकृतो बंधो विचारेण निवर्तते ।**
**तस्माज्जीवपरात्मानौ सर्वदैव विचारयेत् ॥**

અર્થઃ—આત્માનો વિચાર કર્યા પહેલાં જે બંધ ભાસતો હતો, તે નિત્ય અને અનિત્ય વસ્તુનો વિચાર કરવાથી જાણવામાં આવે છે કે; જીવ નામની કોઈ વસ્તુ નથી, પરન્તુ સર્વથી પર એવો જે આત્મા કહેવામાં આવે છે, તે હું છું; એટલે અંતર્બહિઃ એવા નિશ્ચયનું સ્મરણ અને અનુસંધાન રાખવું.

**विचारो हि परोलाभो, विचारो हि परं धनम् ।**
**विचारो हि परं ज्ञानं, विचारो हि परं पदम् ॥**

અર્થઃ—પોતાના વિચાર વડે કરીને "હું આત્માજ છું." એવી સમજણરૂપી મહાન દ્રવ્યની પ્રાપ્તિ, એટલે પોતાના સ્વયંપ્રકાશ આત્માનું જ્ઞાન થાય છે, જેથી કરીને પરમપદ મોક્ષની પ્રાપ્તિ થાય છે. "विचारेण विनष्टायां मायायां शिष्यते स्वयम्" ॥ વિચાર વડે કરીનેજ માયા અને તેના કાર્યોનું યથાર્થ રીતે સમાધાન થઇ જાય

છે, અર્થાત્ સૂક્ષ્મ વિચારવાન મનુષ્યને અવિદ્યા અને તેના કાર્યોની તત્કાળ સમજણ પડી જાય છે, અને જન્મ મરણરૂપી ભ્રાન્તિનો નાશ થાય છે. "**मोक्षकारणसामग्र्यां विचारो हि महौषधिः ॥** મોક્ષ ધર્મ સમજવા અર્થાત્ જાણવા માટે વિચાર મહાન ઔષધિ છે, તેમાં બીજી સામગ્રીની જરૂર નથી.

નિત્ય-સત્ય આત્મદેવ અન્ય હૈ અસત્ય એવ,
ઐસો જ્ઞાન હોત હૈ વિચાર કે પ્રભાવ સેં.

"**अनंतशास्त्रं बहुवेदितव्यम्**" । જાણવા યોગ્ય શાસ્ત્રો અનંત[1] છે, પરન્તુ આયુષ્ય થોડું અને વિઘ્ન ઘણાં માટે "**यत्सारभूतं**" તેના સાર[2] રૂપ જે વેદનું મહાવાકય "**तत्त्वमसि**" તે આત્મા તું છો. "**तदुपासितव्यम्**" એવું સિદ્ધ કર.

---

૧ ચારવેદ; ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ, તે ચારે વેદોમાં કુલે, ૨૪૦૦૦. મંત્ર, અને તેના ૭૬૮૦૦૦ શબ્દો છે. તદુપરાંત વેદોનાં ૭ ઉપાંગ સાંખ્ય, ન્યાય, યોગ, વૈશેષિક, વેદાન્ત, અને મીમાંસા તથા મુખ્ય ઉપનિષદ્ ૧૧ છે; ઈશ, કેન, કઠ, પશ્ન, શ્વેતાશ્વતર, મુંડક, માંડુક્ય, ઐતરેય, તૈતિરીય, છાંદોગ્ય, અને બૃહદારણ્ય, તથા પુરાણો, ૧૮ છે, અને સ્મૃતિઓનો પાર નથી. ગૌતમપ્રણીત ન્યાયશાસ્ત્રમાં સોળ પદાર્થોનું વર્ણન છે, કણાદપ્રણીત વૈશેષિક ન્યાયશાસ્ત્રમાં સાત પદાર્થોનું વર્ણન છે. જૈમિનિપ્રણીત પૂર્વમીમાંસામાં કર્મકાંડનું વર્ણન છે, વ્યાસપ્રણીત ઉત્તરમીમાંસામાં વેદાંત વિષયક જીવ -બ્રહ્મનું વર્ણન છે, પતંજલિપ્રણીત યોગશાસ્ત્રમાં યમ-નિયમાદિ અષ્ટાંગયોગ સાધનનું વર્ણન છે, અને કપિલપ્રણીત સાંખ્યશાસ્ત્રમાં તત્ત્વોનું વર્ણન અને પ્રકૃતિ પુરૂષનું વિવેચન છે. પરન્તુઃ "तत्त्वं किमेकं शिवमद्वितीय" । જે અદ્વિતીય કલ્યાણરૂપ પરમાત્મા એટલે સર્વથી પર એવા આત્મતત્ત્વને જેણે જાણેલું છે અર્થાત્ તેની સાથે પોતાનો અભેદ જાણવાવાળો મુક્ત થાય છે.

૨ "यत्सारभूतं कथितं मया ते त्वमेव तत्त्वं गगनोपमोऽसि ॥" સર્વ વેદાંત શાસ્ત્રોનો સારરૂપ સિદ્ધાંત એવું જણાવે છે, કે તે બ્રહ્મ ચૈતન્ય તું છો, અને આકાશની માફક નિર્લેપ-અસંગ છો, એવું જાણવા યોગ્ય છે.

**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।**
**तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥**

અર્થઃ—નાના વીરડામાંથી પણ સ્નાન થાય છે, અને મોટા સરોવરમાંથી પણ સ્નાન થાય છે, માત્ર સ્નાનની ગરજ સારવાની છે. મતલબ કે; વેદશાસ્ત્ર પારંગતને જે ફળ એટલે મોક્ષધર્મ સમજાય છે, અને મોક્ષને પ્રાપ્ત થાય છે, તેજ ફળ "**श्लोकेन यद्विवार्द्धेन क्षीणं तस्य प्रयोजनम्**" ॥ એક શ્લોકથી વા, અર્ધા શ્લોકથી અથવા ગમે તે પ્રકારે હું આત્મા છું; અથવા જેને બ્રહ્મ કહેવામાં આવે છે, તે હું જ છું; એવી રીતની સમજણ અભણ માણસને પણ થઈ જાય, તો તેને પણ ઉપર પ્રમાણેજ ફળ પ્રાપ્ત થાય છે. અર્થાત્ મોક્ષને પામે છે.

પરમપૂજ્ય સ્વામી શ્રીરામકૃષ્ણ પરમહંસ દેવ કહે છે કે; ગુરૂને મોઢેથી અથવા સાધુ પુરૂષોને મોઢેથી, ઈશ્વરીય તત્ત્વ સાંભળ્યાથી તે હૃદયમાં સારી રીતે ઠસી જાય છે, અને શાસ્ત્રના અભ્યાસની નકામી માથાફોડ કરવી પડતી નથી.

**बहुशास्त्रकथाकन्थारोमन्थेन वृथैव किं ।**
**अन्वेष्टव्यं प्रयत्नेन, तत्त्वज्ञैर्ज्योतिरान्तरं ॥ भ. शं.**

અનેક શાસ્ત્રોની કથારૂપ ચીંથરાનું વારંવાર ચર્વણ કરવાથી શું ફળ છે? પરંતુ તત્ત્વજ્ઞ મનુષ્યોએ તો પ્રયત્ન વડે આંતર જ્યોતિનું અન્વેષણ કરવું જોઈએ. કારણ કેઃ—"**निदिध्यासनशून्यस्य नास्त्यविद्यापरिक्षयः**" ॥ નિદિધ્યાસન વગરના મનુષ્યની અવિદ્યાનો સારી રીતે નાશ થતો નથી.

"ગાયના આખા શરીરમાં દૂધની સાથે ઘી રહેલું છે, પરંતુ તેને દોહન ઈત્યાદિ ક્રિયા કરી જ્યારે ઘી બનાવવામાં આવે છે, ત્યારે તે પુષ્ટિ આપે છે, તેમ આ શરીર અને બ્રહ્માંડમાં ઘીની માફક આત્મા વ્યાપક છે, છતાં તેની સ્થિત અને સ્થિર રીતે ઉપાસના કર્યા વિના હિતકર થતું નથી. માટેઃ—

**श्रुतः शतगुण विद्यान्मननं मननादपि ।**
**निदिध्यास लक्षगुणयनन्तं निर्विकल्पकम् ॥ भ. शं.**

વેદાંતના શ્રવણથી બ્રહ્મનું મનન સોગણું ફળવાળું છે, અને તે મનનથી પણ બ્રહ્મનું દઢ ધ્યાન લાખગણા ફળવાળું છે, અને કલ્પના રહિત નિર્વિકલ્પ સમાધિ સ્થિતિ તે અનંત ફળવાળી છે.

ક્ષણં બ્રહ્મ અહં અસ્મીન કુર્યાત્ આત્મચિંતનં ।
તમ મહા પાતકં હન્યતે તમો સૂર્ય ઉદયે યથા ॥

શાસ્ત્રોનું સાંભળવું, અથવા વાંચન કરવું, તેનું નામ શ્રવણ કહેવાય છે, ત્યારબાદ તે સાંભળેલા અથવા વાંચેલા શાસ્ત્રોના અર્થોનું યુક્તિઓ વડે ચિંતન કરવું, તેને મનન કહેવાય છે, અને તે મનન કરેલ અર્થની ચિત્તમાં જે પુનઃ પુનઃ આવૃત્તિ કરવી તેનું નામ નિદિધ્યાસન ગણાય છે, અને તે નિદિધ્યાસનની પરિપક્વ અવસ્થા થવાથી સમાધિ પ્રાપ્ત થાય છે. સારાંશ કે; શ્રવણ ઓછું હોય પણ તે કરતાં મનન અને નિદિધ્યાસ[1] વધારે કરવુ જોઈએ. કારણ કેઃ—

**येषां वृत्तिः समावृद्धा परिपक्का च सा पुनः ।**
**ते वै सद्ब्रह्मतां प्राप्ता नेतरे शब्दवादिनः ॥ भ. शं.**

જેઓની બ્રહ્માકાર વૃત્તિ સારી રીતે વૃદ્ધિ પામેલી છે, તથા પુનઃ તે પરિપકવ થએલી છે, તેઓજ સત્ય સ્વરૂપ બ્રહ્મપણાને પામેલા છે, બીજા શબ્દવાદીઓ તે પ્રમાણે બ્રહ્મપણાને પ્રાપ્ત થએલા નથી.

શાસ્ત્ર ધર્માનુસાર યથાયોગ્ય રીતે થયેલો વરકન્યાનો હસ્ત મેળાપ એકજ વખત થાય છે, તેમ ઉપર જણાવેલા ક્રમથી પોતાના આત્માને પ્રાપ્ત થયેલા મનુષ્યને શાસ્ત્ર ઇત્યાદિ કશું પ્રયોજન[2] રહેતું નથી.

---

૧ 'તત્ત્વમસિ' મહાવાક્યોપદેશ શ્રવણપૂર્વક મનન સહકૃત નિદિધ્યાસનાન્ત સાક્ષાત્કારપરપર્યાય આત્મજ્ઞાનથી સકાર્યા અજ્ઞાનનિવૃત્તિરૂપ મુક્તિ પ્રાપ્ત થાય છે.

૨ દિવાની જરૂર રાત્રિમાંજ હોય છે પરંતુ સૂર્યનો ઉદય થયા પછી દીવો નકામો જ છે.

"उत्तीर्णे तु परे पारे नौकायाः किं प्रयोजनम्"–દૃષ્ટાંત કે જેમ પંગતમાં જ્યાંસુધી પકવાન પીરસવામાં આવ્યું ન હોય, ત્યાં સુધીજ માણુસો, હળવું મળવું ઈત્યાદિ હરાફર, તથા અનેક પ્રકારના કલખલાટ કકળાટ અને ચોવટ કરતા જણાય છે, પરંતુ જમતી વખતે સરવે મનુષ્યો પોતપોતાના આસને બેસી જાય છે; અને ઉપરની બધી ધામધુમો શાંત પડી જાય છે; એવીજ રીતે શાસ્ત્રો અને કથાઓ સાંભળવાં ઈત્યાદિ ધામધુમો પણ જે મનુષ્યને પોતાના સ્વયંપ્રકાશ આત્મામાં દૃઢ શ્રદ્ધા ન થાય, ત્યાં સુધીજ છે; અથવા યથાર્થ સમજણ ન થાય ત્યાં સુધીજ છે, અને ત્યાર બાદ તે સર્વે ઉહાપોહ ઉપર મુજબ શાન્ત પડી જાય છે, આવો શ્રુતિના અભિપ્રાયને જાણુવાવાળા બ્રહ્મનિષ્ઠોનો મત છે, અને મારો પણ એજ અનુભવ છે.

लोकवासनया जन्तोः शास्त्रवासनयाऽपि च ।
देहवासनया ज्ञानं, यथावन्नैव जायते ॥

સારાંશઃ—લોકોમાં વખણાવાની લાલસા વડે, તથા ઘણાં શાસ્ત્રો વાંચવાની તથા એકજ શાસ્ત્ર વારંવાર વાંચવાની લાલસા વડે, તથા શાસ્ત્રોના તાત્પર્યને જાણ્યા વગર આખી જીંદગી વેદશાસ્ત્રોના અર્થનુંજ અધ્યયન કરવું, અથવા પાઠજ[1] કર્યા કરવો તથા વ્યાકરણ વિગેરે અનાત્મશાસ્ત્રમાં અભિનિવેશ તથા ભૌતિક સ્થૂળ શરીરમાં કોઈપણ પ્રકારનું અભિમાન ધારણ કરી શરીરને પુષ્ટ અને સૌન્દર્યાદિ વધારવાના ઉપાયવડે તથા લૌકિક અને શાસ્ત્રીય કર્મો કરી દોષ નિવૃત્તિ અને ગુણો ધારણ કરવાને અર્થે અભિનિવેશપૂર્વક કરવામાં આવતી બહિરક્રિયાઓ વિગેરે સર્વે મલીન વાસનાઓનો સમુદ્ભવ જ્ઞાનમાં પ્રતિબંધક ગણાય છે.

---

૧ કહેવતમાં કહ્યું છે કે, "भण्यो पण गण्यो नहीं" અર્થાત્ શાસ્ત્રોને ગોખી ગયો, પરન્તુ "પોતે નિર્મળ સ્વરૂપ આત્મા છે" એવું સમજ્યો નહીં, અર્થાત્ પોતાને આત્મા તરીકે ગણ્યો નહીં. अयंदशमः इति.

"न निश्चितार्थाद्विरमन्ति धीराः" ॥

ધીર અને સમજુ મનુષ્યની બુદ્ધિમાં હું આત્માજ છું એવો, એટલે પોતાના **મૂળ સ્વરૂપનો** એકજ વખત નિશ્ચય થયા પછી તે નિશ્ચય બદલાતો નથી; અર્થાત્ વરકન્યાનાં લગ્ન એકજવાર થાય છે. નિશ્ચય બે પ્રકારના હોય છે, અને તે બેમાંથી એક નિશ્ચય દરેકને કરવો પડે છે. અને તેનાં ફળ નીચે લખી જણાવેલાં છે.

(૧) હું જીવ છઉં, તથા જન્મ મરણ ધર્માધર્મનો કર્તા અને તેના ફળનો ભોક્તા છું. આવા પ્રકારનો જે નિશ્ચય તે જન્મ મરણાદિ અનેક પ્રકારની મૂર્છાઓ આપવાવાળો છે; અને હજુ સુધી તું થાક્યો ન હો, તો તેવો નિશ્ચય રાખ.

(૨) અને તેવા ઘોર દુઃખથી છૂટવું હોય તો, આ પુસ્તકમાં અને બીજા આત્મબોધક સત્ શાસ્ત્રોમાં જે નિશ્ચય કરી લેવાનું કહ્યું છે, તેવી રીતે તેવો પોતાના આત્માનો નિશ્ચય કરી લઇશ તો; જન્મ મરણરૂપી ઘોર દુઃખથી છૂટીશ પછી જેવી આપની મરજી?

હે સુજ્ઞ વાંચક! તું ડરે છે શામાટે અને કોનાથી ડરે છે? અગર તને એમ લાગતું હોય કે, હું બ્રહ્માત્મા છું એવો નિશ્ચય કરીશ તો લોકો શું બોલશે! તો તેના જવાબમાં તને જણાવું છું કે હે ભાઈ! નિશ્ચય તો આપણા **મનમાં** કરવાનો છે, અર્થાત્ અંદર કરવાનો છે; છતાં કોઈ પ્રસંગોપાત ભેદવાદી અથવા ઠગ[1] લોકો તારો નિશ્ચય છોડાવવા સીધી કે આડકતરી રીતે કાંઈ બોલે–બકે અથવા આક્ષેપ

---

૧ यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥

ભાવાર્થઃ—વિચારહીન મનુષ્ય આત્મજ્ઞાનના દ્વેષરૂપી વેદના જ્ઞાનકાંડની વાતને સહન કરી શકતા નથી; અને તેનો દ્વેષ કરી એવું બોલવા મંડી પડે છે કે; જ્ઞાનનું ફલ કાંઇ નથી, અને ભોગ, ઐશ્વર્ય ફલ આપનારાં કર્મફલ સિવાય બીજું કાંઈ નથી એવું બકયા કરે છે, એવી રીતે વેદના અર્થવાદો વિષે જ પ્રીતિવાળા થઇ જન્મ મરણરૂપ સંસારને પ્રાપ્ત થાય છે.

કરે, તેથી તારૂં શું બગડી જવાનું છે? કારણ કે; અન્ય મનુષ્યો પોતાની બુદ્ધિ પ્રમાણે કલ્પના કરે તેથી શું થયું? જેમ મૃગતૃષ્ણાની જલકલ્પનાથી પૃથ્વી ભીજાતી નથી તેમ પરકલ્પિત દેહાદિ સમ્બન્ધ જ્ઞાનીને બાધક નથી. આ બાબત કલ્પિત નથીજ એવું ધ્રુવ નિશ્ચય કરી માન. **જેમ સૂર્યની અંદર દીવસ અને રાત્રિ નથી તેમ તારા આત્મામાં દેહાદિ સંબંધ નથી.**

દૃષ્ટાન્તઃ—જેમ નાટકમાં કોઈ સ્ત્રી–પુરૂષનાં કપડાં પહેરે છે, અને પુરૂષ–સ્ત્રીનાં કપડાં પહેરે છે, હવે તેને જોનારાઓ તે બન્નેને તે તે, રૂપમાં જુએ છે; પરન્તુ પુરૂષના કપડાં પહેરનાર સ્ત્રીના મનમાં તો હું સ્ત્રીજ છું એવું, અને સ્ત્રીના કપડાં પહેરનાર પુરૂષના મનમાં હું પુરૂષજ છું એવું દઢ ચોક્કસ હોય છે; તેવી રીતે બીજાની કલ્પનાઓ અને સંકલ્પ તારા નિશ્ચયને શું કરી શકવાના છે વારૂ?

શ્રીગુરૂ કૃપાએ હું તને છાતી ઠબકારીને કહું છું. કે તું શુદ્ધ ચૈતન્ય આત્માજ છો;[1] પણ બીજો નથી, અને તે તારૂં સ્વરૂપ કાંઇ ઉધાર, ઉછીનું, કે કોઈની ચોરી કરીને લેવાનું નથી કે શરમાવું પડે? પરન્તુ હે ભાઈ! પોતાનું છે, અને પોતાને મેળવવાનું છે તેમાં નવાઈ શું? અને પોતાના સ્વરૂપનો ત્યાગ કરી દેહાદિકર્મોના ધણી થવું, તેના જેવો મૂર્ખ કોણ? માટેઃ—

**दीनताको त्यागी नर अपनो स्वरूप देख ।**
**तुं तो शुद्ध ब्रह्म अज द्वैतको प्रकाशि है ॥**

અર્થઃ—તારૂં શરીર અને જગતની તમામ વસ્તુઓનો અધિષ્ઠાન એટલે આધાર, અને પ્રકાશક–એટલે જાણવાવાળો અને જણાવવાવાળો

---

१ नित्यमुक्तः सदेवास्मीत्येवं चेन्न भवेन्मतिः ।
किमर्थं श्रावयत्येव मातृवच्छ्रुतिरादरात् ॥ म० शं.

અર્થઃ—પોતાનું સ્વરૂપ નિત્ય મુક્ત અને સદ્રુપ છે, અને એવું ન હોય તો શ્રુતિ વારંવાર માતાની માફક આદરપુર્વક "तत्त्वमसि" ઇતિ ઉપદેશ શા માટે કરે!

એવો જે આત્મા તે વસ્તુમાત્ર જ તું છો. અને અજ, એટલે તારા સ્વરૂપમાં જન્મવું, સુખ, દુઃખ, હર્ષ, શોક, શરીરનું વધવું, ઘટવું. અને નાશ પામવું એમાંનું કશું જ નથી; પરન્તુ આ સર્વ, માયાનો પ્રપંચ ન જ હોય તેવી સ્થિતિવાળો "उदासीनत्वे साक्षी चेताः केवलो निर्गुणश्च" ॥ પ્રપંચનો માત્ર દ્રષ્ટા અને નિર્ગુણ આત્મા તુંજ છો. "अनित्यो घटःत्वं नित्यः ॥ શરીર નાશ પામવા વાળું છે, પરન્તુ તું નાશ પામવાનો નથી જ; કારણકે તારૂં સ્વરૂપ "अविनाशी वा अरेऽयमात्मा, सन्मात्रो नित्यः शुध्धो बुद्धः" ॥ અવિનાશી, નિત્ય શુદ્ધ, બુદ્ધ, સન્માત્ર આત્માજ છે. માટે સત્સંગતિદ્વારા વિચાર કરી સમજી અને નિશ્ચય કરીને જન્મ મરણરૂપી દીનતાનો ત્યાગ કર. કારણ કેઃ—

**जीव ब्रह्मकी एकता कहत विषय जन बुद्धि ।**
**तिनको जे अंतर लहे ते मतिमंद अबुद्धि ॥**

અર્થઃ—દરેક સત્શાસ્ત્ર (આત્મબોધક) અને બુદ્ધિવાન મનુષ્યો જીવ અને બ્રહ્મની ઐકયતાનું જ પ્રતિપાદન કરે છે, અને કહે છે કે; જેને તું જીવ કહે છે તે જીવ નામની કોઈ વસ્તુ નથી પણ બ્રહ્મ જ છે. અને જે મનુષ્ય જીવ અને બ્રહ્મ બન્ને જુદા જુદા છે, એમ માને છે, તેઓ મંદ બુદ્ધિવાળા છે. આશ્ચર્ય કે જે મનુષ્યો પોતાને જીવ માને છે, તેમને જીવનું સ્વરૂપ પૂછતાં તેઓ કાંઈ બોલી શકતા નથી; માત્ર એટલું જ કહે છે કે કથાકારો અને લોકોના બોલવા ઉપરથી જ હું જીવ છઉં એમ માની બેઠો છું!! ત્યારે હે ભાઈ! તેં જેમ તેઓના બોલવા ઉપરથી જ પોતાને જીવ માની બેઠો ત્યારે વેદ ભગવાન કહે છે કે "तत्त्वमसि" તું[1] આત્મા જ છો, અને તે આત્મા જ બ્રહ્મ છે. માટે ભેદવાદીના વચનોને ખોટાં માનીને વેદ ભગવાનના વચનમાં વિશ્વાસ રાખ.

---

૧ "निःसंगो निष्क्रियोऽसि त्वं स्वप्रकाशो निरंजनः" ॥ શરીરાદિના સર્વ ધર્મોથી રહિત (અસંગ) ક્રિયારહિત વર્ણ તથા આકારરહિત સ્વપ્રકાશ અને નિર્મળ આત્મવસ્તુ માત્ર જ તું છો.

કારણ કે:—

**अहं ब्रह्मास्मि, अहमेव परं ब्रह्म ।**
**अभेदलक्षणं ज्ञानं, तदेव मोक्षसाधनम् ॥**

અર્થઃ—હું બ્રહ્મજ છું, અને પરબ્રહ્મ પણ હું જ છું, એવા પ્રકારની ભેદ અને અભેદની સમજણ એટલે દેહ અને મનાદિથી હું જુદો કેવી રીતે છઉં, અને શરીર તથા મન મારામાં કેવી રીતે છે; તેની યથાર્થ સમજણથી[1] મોક્ષ મેળવી શકાય છે.

**लाख हजारन कल्पको, यह उपज्यो संसार ।**
**यातैं ज्ञानी मुक्त व्है, बन्धे अज्ञ हजार ॥**

પૂર્વના અનન્ત જન્મોવાળા આ સંસારમાં હું આત્મા છું; એવી સમજણવાળો મનુષ્ય જ્ઞાની ગણાય છે અને મુક્ત થાય છે, અને તેવી સમજણ વિનાના હજારો **અજ્ઞાનીઓ** વારંવાર જન્મમરણને પામે છે.

જે આત્મજ્ઞાન વિહીન મૂઢો હોય છે આ લોકમાં,
તે ઘોર નરક મહીં પડી દુઃખો સહે પરલોકમાં.

**नानामतं महर्षीणां साधूनां योगिनां तथा ।**
**दृष्ट्वा निर्वेदमापन्नः को न शाम्यति मानवः ॥ अष्टावक्र**

ભાવાર્થઃ—મહર્ષિઓના અનેક મત છે, તથા સાધુઓના અને યોગીઓના મત પણ જુદા જુદા છે, તેના ભેદ એટલે આમાં આમ કહ્યું છે, આણે તેમ કહ્યું છે, એવા પ્રકારની પીંજણ ઉપર વૈરાગ્ય (ઉપેક્ષા) થાય તોજ શાન્તિ મળે, અને આત્મકલ્યાણ થઈ શકે. કારણકે કેટલાંક પક્ષપાતી શાસ્ત્રોમાં **शब्दजालं महारण्यं चित्तभ्रमण**

---

૧ કહેવતમાં કહ્યું છે કે-પારસમણિને લાગેલું લોઢું દાટવાથી પણ કટાતું નથી તેનો અર્થ એવો છે કે; પોતાના આત્મારૂપી મણિની એટલે હું નિર્મળ આત્મવસ્તુ માત્ર જ છું, એવા પ્રકારની જે સમજણ થવી તેનું નામ મણિસ્પર્શ થયો ગણાય છે. એટલે તેને કર્મોના ભોગવટારૂપ કાટ લાગતો નથી એવો સિદ્ધાંત છે. સોનું જમીનમાં દટાવાથી ધુડવાળું અથવા કાળું પડી જાય પરંતુ લોઢું બની જતું નથી.

**कारणम्–**" શબ્દોની એવી જાળો પાથરેલી હોય છે કે ચિત્તને ભમાવી નાખે છે, અને સાધારણ માણસને જલ્દી નિશ્ચય થઈ શકતો નથી, **तेन शास्त्रार्थं भ्रमितव्यं न पंडितैः—**" માટે સમજુ મનુષ્યે તેવા અનેક પ્રકારના અર્થોમાં ભ્રાન્ત થવું નહીં, પરંતુ પોતાનો નિશ્ચય દૃઢ કરવા માટે શંકા સમાધાન[૧] કરી લેવું. અને ભ્રાન્ત થઇશ તો સાત પુંછડીયા ઉંદર જેવું થશે.

**तत्त्वमस्यादि वाक्योत्थ सम्यग्धी जन्ममात्रतः ।**

સર્વ વેદના સારરૂપ જે વેદનું મહાવાક્ય "**तत्त्वमसि**"–નો અર્થ એવો થાય છે કે; "**तत्**"–એટલે જે ઉત્પત્તિ અને નાશ રહિત તથા માયાના કાર્યોનો જેને યત્કિંચિત્ પણ સ્પર્શ થતો નથી એવું જે બ્રહ્મતત્ત્વ છે તે; હવે "**त्वम्**"–એટલે તું, અને "**असि**," એટલે છો, અર્થાત્ તે **બ્રહ્મતત્ત્વમાત્રજ તું છો.** એવી રીતે વેદનું મહાવાક્ય પ્રમાણ આપી રહ્યું છે, તે સાંભળી શિષ્ય, **युक्त्या संभावितत्त्वानुसंधानं मननं तु तत्** । ગુરૂથી સાંભળેલા અભિપ્રાયને યુક્તિઓ વડે કરીને જાણી શકે છે કે; આ સ્થૂલ સૂક્ષ્મ શરીર રૂપ સંઘાત હું નથી અને મ્હારો પણ નથી; એવી રીતે સ્થૂલ સૂક્ષ્મ સંઘાતની **નિવૃત્તિ–મુક્તિ** થાય છે; અને એવો નિશ્ચય થાય છે કે હું આત્મા જ છું અથવા જેનું બીજું નામ બ્રહ્મ કહેવામાં આવે છે. તે બ્રહ્મ પણ હું જ છું; એવું સમજવામાં આવી જવાથી પોતામાં જે કલ્પિત જન્મમરણ અને કર્તા–ભોક્તાપણાની ભ્રાન્તિ (અવિદ્યા) હતી તે **અવિદ્યાનો** નાશ થાય છે. અને પોતાના મૂળ સ્વરૂપ અધિષ્ઠાન આત્માને જાણી શકે છે.

જેમ આ પુસ્તકમાં લખેલા તમામ અક્ષરો કાગળ ઉપર લખાએલા છે અર્થાત્ અક્ષરોનું અધિષ્ઠાન જેમ કાગળ છે તેમ જગતનું અધિષ્ઠાન આત્મા જ છે.

---

૧ સત્પુરૂષો માત્ર એટલું જ પુછે છે કે આપકા શંકા સમાધાન હો ગયા હૈ? આટલા જ શબ્દો તેના મુખમાંથી નીકળે છે.

હે મનુષ્ય! આ શરીર અવસ્થાઓના પરિવર્તનવડે ઇન્દ્રિયોનું શિથિલ થવું, બિમારીની ઉત્પત્તિ સમય સમય પર ઘડીયાળની જેમ કટ કટ કરી મોતની યાદી આપનારૂં નાશવંત, હાડકાં, માંસ, ચામડું, આંતરડાં અને રૂંવાડાંનું બનેલું છે; અને તેની અંદરથી વિષ્ટા, મૂત્ર, શેડા, લાળ વિગેરે દુર્ગંધી પદાર્થો કાયમ નીકળ્યા જ કરે છે, તથા અપાન વાયુ કાયમ પ્રમાણ (ધૂપ) આપી રહ્યો છે; હવે તે વસ્તુઓનો ઢગલો કરીએ અને કોઇને ગ્રહણ કરવા કહીએ તો પૈસા આપવા છતાં પણ ગ્રહણ કરશે નહીં. આમ હોવા છતાં જે માણસ પોતાને શરીર જ હું છું એમ માને છે, તેને કેવા જાણવા વારૂ!!! **अहं ममेति बन्धोऽयं नाहं ममेति मुक्तता**" શરીરરૂપી જે સંઘાત હું છું એમ જે સમજવું, તે બંધ, અને તે સંઘાત મારો નથી એમ જે જાણવું તેનું નામ મુક્તતા.

"પોતે નિત્ય, શુદ્ધ, અને અમર આત્મા હોવા છતાં તેવા પોતાના મૂળ સ્વરૂપને જાણવાની કે સમજવાની કોશીશ કરતા નથી; તેનો મનુષ્ય જન્મ વ્યર્થ જાય છે. હીરો[1] ઘોઘે[2] જઈ આવ્યો અને ડેલે હાથ દઈ આવ્યો. અર્થાત્ આત્મારૂપી ઘોડલું ખરીદ્યા વિના પાછો ફર્યો.

**"उत तमादेशमप्राक्ष्यो येनाश्रुतं श्रुतं ।**
**भवत्यमतं मतमविज्ञातं विज्ञातं भवति" ॥**

જેનું શ્રવણ કરવાથી શ્રવણનો અવિષય પણ શ્રવણનો વિષય થઇ જાય છે, મનનો અવિષય મનનો વિષય થઇ જાય છે, બુદ્ધિનો અવિષય પણ બુદ્ધિનો વિષય થઇ જાય છે. તે આત્મા "**नेति नेति**" કરીને એટલે શાખાચંદ્ર ન્યાય વડે સમજાવવામાં આવે છે; અને સમજવાની રીતે જ સમજાય છે. એટલે જાણવામાં ન આવી શકે તેવા પોતાના આત્માની અલૌકિક રીતે સમજણ થઈ જાય છે.

**"शुद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि,**
**संसारमायापरिवर्जितोऽसि" ॥**

---

૧ પ્રાણી     ૨ મનુષ્યદેહ

હે ભાઈ, તું શુદ્ધ એટલે દેહ, ઇન્દ્રિય, મનાદિથી નિર્લેપ છો; બુદ્ધ એટલે જ્ઞાતા અર્થાત્ શરીર અંતઃકરણના દરેક ધર્મો અને કર્મોથી વર્જીત, તથા તેના ભાવને અને અભાવને જાણવાવાળો દ્રષ્ટા છો. જે જેને જાણે તે તેનાથી જુદો હોય એવો સિદ્ધાન્ત છે, શરીરના સુખ દુઃખાદિ ધર્મો કયારેક હોય છે અને નથી પણ હોતા. સુખમાં પણ તારી હાજરી અને દુઃખમાં પણ તારી હાજરી હોય છે; તથા શ્રી શ્રુતિ કહે છે કે મનને જે જાણે છે તે દેવ છે.[1] હવે વિચાર કર કે તે સિદ્ધાન્ત પ્રમાણે, તારા મનના સંકલ્પને[2] જાણવાવાળો એટલે કહેવાનો હેતુ એવો છે કે; તે આત્મદેવ તુંજ છો, અને બ્રહ્મ પણ તું જ છો. માટેઃ–

" श्रुतिभिन्नप्रमाणेनाविषयत्वमपूर्वता ॥

શ્રુતિ પ્રમાણ સિવાય બીજાં પ્રત્યક્ષાદિ લૌકિક પ્રમાણ વડે આત્મા જાણી શકાતો નથી. " नैषाऽतर्केण " તેમજ કુતર્કો વડે પણ આત્મા જાણી શકાતો નથી.

" આત્માના વિવેકની–સમજણની સહેલી યુક્તિ :'

તું કોઈ એકાદ ઓટલા ઉપર એક મોટો કાચ ઉભો રાખજે. એટલે તે રસ્તે જનાર મનુષ્ય તથા બીજું જે જે ત્યાંથી નીકળશે, તે દરેકે દરેકના ફોટા કાચમાં તારા જોવામાં આવશે; પરન્તુ તે કાચ તો જેવો હોય તેવોને તેવો જ સ્વચ્છ રહે છે, કાચમાં એક પણ ફોટો ચોંટી જતો નથી; તેવી જ રીતે તું ચૈતન્ય આત્મા નિર્મળ કાચ જેવો છો, અને તારૂં મન જે જે વસ્તુની કલ્પના એટલે ચિંતન કરે છે, તે તે વસ્તુના આકાર અથવા ફોટા તારા શુદ્ધ આત્મામાં જ

---

१ को देवो यो मनःसाक्षी मनो मे दृश्यते मया ।
तर्हि देवस्त्वमेवासि एको देव इति श्रुतिः ॥

२ विश्वं स्फुरति यत्रेदं तरंगा इव सागरे । જેમ સમુદ્રમાં તરંગ પરપોટા, અને ફીણ દેખવા પુરતા એટલે અનિત્ય છે, અને પાણી સત્ય છે. તેવી રીતે આત્મામાં સંકલ્પના ફોટા દેખાવા પુરતા એટલે દૃશ્ય અને કલ્પિત છે.

પડે છે, પરંતુ હાડકાં કે ચામડાના જડ શરીરમાં પડતા નથી; હવે વિચાર કર કે એવી રીતે આજ દિવસ સુધી તે અનેક વસ્તુ ચિંતવી હશે. અને જે જે વખતે જે જે વસ્તુ ચિંતવવામાં આવી હશે તે તે વખતે તે તે વસ્તુના આકાર—ફોટા અથવા બીબાં તારા નિર્મળ આત્મામાં પડી પડીને અસંખ્ય ચાલ્યાં ગયાં. જેવી રીતે ઉપર કાચનો દૃષ્ટાંત આપવામાં આવ્યો છે તેવી રીતે સમજી લેવું, અને તેવી જ રીતે તું આત્મા છો અને શુદ્ધનો શુદ્ધ જ છો. મનના સંકલ્પ વડે તારી અશુદ્ધિ કે મલીનતા કદાપિ કાળે થતી નથી, તથા તેથી કરીને તું આત્મા લેપાયમાન પણ થતો નથી, માટે તું વિચાર કરીને જો કે; ઘણા સંકલ્પના ફોટા થયા અને ગયા પણ તું તો ક્યાંય ગયો નથી.

જેમ કાચ સત્ય છે અને નિર્મળ છે, અને તેમાં પડેલા ફોટા મિથ્યા છે અર્થાત્ ખોટા છે; તેવી રીતે તું—અમર આત્મા સત્ય અને શુદ્ધ જ છો, અને મન વડે પડેલા ફોટા મિથ્યા છે. કોઇ પણ મનુષ્ય એવી રીતે બોલતો નથી કે હું અશુદ્ધ થઇ ગયો છું. પરંતુ એટલી જ ફરિયાદ કરે કે છે મારૂં મન બહુ ચંચળ છે, એમ કહીને મનની ચંચળતા વિષે પૂછે છે, પરંતુ પોતાની શુદ્ધિનું કોઇ પૂછતું નથી, આટલા ઉપરથી સિદ્ધ થાય છે કે, તેને પોતાને એવી તો ખાત્રી છે કે હું શુદ્ધજ છું; અને ખરી રીતે જોતાં પોતે તો શુદ્ધ જ છે તે નિઃસંદેહ વાત છે, અને એવી ખાત્રીના માટે ભગવાન દત્તાત્રેયજી કહે છે કે ભાઈ તું કદાપિ પણ અશુદ્ધ થયો નથી, અને થવાનો પણ નથી, માટે શ્રી દત્તાત્રેયજીના વચન ઉપર વિશ્વાસ રાખ ભાઇ! “ એક વખત એક મહાત્મા પાસે કેટલાક માણસો શરીર—અને—મનની શુદ્ધિનું પૂછવા લાગ્યા, ત્યારે મહાત્માએ તેઓને થોડા કોલસા આપીને કહ્યું કે; ગમે તે ઉપાય વડે આ કોલસાને ધોઈ અને ધોળા કરી આવો, એટલે માણસોએ સાબુ વગેરે લઈને સાંજ સુધી ધોયા પરંતુ ધોળા થયા નહીં, આખરે થાકીને મહાત્મા પાસે ગયા ત્યારે મહાત્માએ કહ્યું કે લાવો હું ધોળા કરી આપું, એમ કહીને

અંદર દીવાસળી મૂકતાં તે કોલસા સફેત રાખ[1] થઇ ગયા.

તેનો ભાવાર્થ એવો છે કે ગુરૂએ બતાવેલી યુક્તિ વડે હું નિત્ય શુદ્ધ સ્વરૂપજ છું એવી સમજણ થતાં, અનિત્ય મન અને શરીરના મિથ્યાપણાની સમજણ થાય છે, અર્થાત્ તેનો બાધ થાય છે, ખરી બિના તો આમ જ છે.

**षडंगयोगान्न तु नैव शुद्धं मनोविनाशान्न तु नैव शुद्धम् ।**
**गुरूपदेशान्न तु नैवशुद्धं स्वयं च तत्वं स्वयमेव शुद्धम् ॥ भ.द्.**

અષ્ટાંગ યોગ એટલે હઠયોગવડે તારી શુદ્ધિ થતી નથી, તથા મનનો નાશ કરવાથી પણ તારી શુદ્ધિ થતી નથી, તથા ગુરૂના ઉપદેશવડે પણ તારી શુદ્ધિ કરવાની નથી, કારણકે તું જે આત્મા તો શુદ્ધનો શુદ્ધ જ છો; અને તેની શુદ્ધિ બીજા કોઈ પણ પ્રકારે થતી નથી, અને કરવાની નથી. ઉપદેશની અગાઉ પણ તું શુદ્ધ સ્વરૂપે જ હતો, પરંતુ ઉપદેશની અગાઉ તું જે ઉપરની સમજણથી રહિત હતો, તે હવે તને તારૂં શુદ્ધ સ્વરૂપ સમજાયાથી માત્ર સમજણમાં ફેર પડે છે, ફક્ત એટલા પુરતું જ છે.

રાફડો કૂટે નવ મરે, વિશાલ વિષધર સાપ,
તૈસે દેહાચાર કર, નહીં કટેગો પાપ;
નહીં કટેગો પાપ, આપ અંતર ચિત ધોવે,
સોમણ સાબુ લેય, મલાંદર કબહુ ન ખોવે;
કહે શુભચિંતક સંત, ચિત્તકુ અબ તુમ ફોડો,
બુદ્ધિવાન હોય આપ, કુટતા કયું રાફડો.

---

૧ सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते । હે પાર્થ, સર્વ વેદોક્ત નિષ્કામ કર્મકાંડ ( યજ્ઞયાગાદિક ) ની પૂર્ણાહુતિ જ્ઞાન ( આત્મજ્ઞાન ) માં જ થાય છે. અર્થાત્ કર્મયોગ ગૌણ છે એટલે જ્ઞાનના સાધનરૂપ છે. ' नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते । પવિત્ર કરવાવાળા તમામ દશ્ય પદાર્થો કરતાં સૌથી શ્રેષ્ઠ શુદ્ધિનું સાધન જ્ઞાન જ છે અને એ જ્ઞાન જેવી પવિત્ર કરવા વાળી વસ્તુ જગતમાં બીજી એકકે નથી.

ઉપર જણાવી ગયો તેવી રીતે મનનું (મનરૂપી લોહારનું) સ્વરૂપ અથવા શક્તિ છે, એટલે કે કોઈપણ વસ્તુનો ઘાટ ઘડવા પુરતી જ છે. ઘડીકમાં એક ઘાટ ઘડે છે અને ઘડીકમાં બીજો ઘાટ ઘડે છે, ઘાટ એટલે સંકલ્પનાં બીબાં અથવા ફોટા કલ્પવાનું કામ કરે છે, પરન્તુ ઉપર જે કાચનો દૃષ્ટાંત જણાવી ગયો છું તેવી રીતે તે દરેકે દરેક ફોટા અથવા બીબાં તારા નિર્મળ કાચ જેવા દ્રષ્ટા આત્મામાં જ પડે છે અને મટી જાય છે.

ક્ષણ ક્ષણ સૃષ્ટિ હોત તાતેં ક્ષણભંગુર હે;
તા મેં સુખ દુઃખ માનિ ક્ષોભ શઠ પાવે હે,
વૃત્તિ અરૂ તાકી સૃષ્ટિ સ્વપ્નવત્ જાની સંત;
જ્ઞાન તેજ કરી ભવજાલકૂં જલાવે હૈ.

તું જે જે વસ્તુનો જેજે વખતે સંકલ્પ કરે છે તેતે વખતે તેતે વસ્તુના આકાર તારા ચૈતન્ય આત્મામાં જ પડે છે, અને તે પણ એવી રીતે થાય છે કે; જે વસ્તુનો સંકલ્પ હોય તે વસ્તુનો આકાર તે વખતે હોય છે, અને બીજી વસ્તુનો સંકલ્પ કરવામાં આવે છે ત્યારે બીજી વસ્તુનો આકાર પ્રતીત થાય છે; એટલે અગાઉની જે વસ્તુ કલ્પવામાં આવી હોય તે ચાલી જાય છે; અર્થાત્ મટી જાય છે અથવા લય થાય છે.

**अत्यंताभावएवातो जगद्दृश्यस्य सर्वथा ॥** અર્થાત્ તેનો અત્યંત અભાવ છે. એટલે કે છે જ નહીં. જેમ દર્પણ જડ હોવા છતાં તેમાં મોઢું દેખાય છે તેવી રીતે મન જડ (મીથ્યા) હોવા છતાં આત્માને પ્રકાશી આપે છે. દર્પણમાં તથા સ્ફાટીકમણીમાં અનેક પર્વતાદિકોનાં પ્રતિબિંબ પડે છે પરંતુ પ્રતિબિંબથી સ્ફાટીકમણી તથા દર્પણને હાનિ નથી એવો દૃઢનિશ્ચય કર.

**कामः संकल्पोविचिकित्सा श्रद्धाश्रद्धा धृतिर धृति-
र्ह्रीर्धीर्भिरित्येतत्सर्वंमनएवेति ॥ श्रुतिः**

ઇચ્છા, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૈર્ય, અધૈર્ય, લજ્જા, બુદ્ધિ અને ભય એ સર્વે મનરૂપ જ છે.

## લય એટલે શું?

જેમ પાણીની ઉપર સાપનો, માછલીનો, લાકડીનો અથવા કોઇ પણ વસ્તુનો આકાર ચીતરવામાં આવે, તો તે આકાર ચીતરવાની સાથે જ તરત જ લોપ થઈ જાય છે (લય પામે છે.) તેવી રીતે તારા આત્મામાં મનવડે જેજે વસ્તુના આકાર ચીતરવામાં આવે છે; તે તુરતાતુરત લોપ (લય[1]) થઇ જાય છે. આવી રીતે લયનો અર્થ કરવો. કેમ ભાઈ! આ પ્રમાણે તારા જાણવામાં આવતું તો હશે? માટે વિચાર કરી જોજે! "**नायमात्मा बलहिने न लभ्यते ॥**" શ્રી શ્રુતિ કહે છે કે; મિથ્યાજ્ઞાનથી પરાભવ પામનારને આત્માનો નિશ્ચય થતો નથી.

છોકરાઓ જેમ સ્લેટ ઉપર અનેક પ્રકારનાં ચિત્રો કાઢી, તથા અક્ષરો લખીને ભુંસી નાખે છે. પરંતુ અક્ષરોના લખવાથી અને ભુંસાડવાથી સ્લેટનો નાશ થતો નથી અથવા બગડી પણ જતી નથી, તેવી રીતે તું મન વડે ફોટા અથવા બીબાંરૂપે અનેક ચિત્રો કાઢીને ભુંસી પણ નાખે છે. અરે ભુંસાડવું તું શું! "**यस्य नास्ति स्वभावेन कः क्लेशस्तस्य मार्जने**" એતો એની મેળાએ જ લય થયા કરે છે. તેથી કરીને તું જે નિર્મળ કાચ જેવો દ્રષ્ટા આત્મા ખરાબ કે બિલકુલ **લેપાયમાન** થતો જ નથી, તેમ તારો નાશ પણ થતો નથી. જેમ એરણુ ઉપર અનેક ઘાટ ઘડવામાં આવે છે પરન્તુ એરણુ તો પોતાના મૂળસ્વરૂપેજ રહે છે, તેમ તારા કૂટસ્થ આત્મામાં

---

૧ જેમ જળમાં ઊઠેલો તરંગ અદ્રશ્ય થઈ જાય છે; અથવા વિજળીના ઉદય અને અસ્તનો વેપાર એક સાથે જ થાય છે, તેવી જ રીતે તારા ચૈતન્ય આત્મામાં સંકલ્પના ઉદય અને અસ્તનો વેપાર એક સાથે જ થાય છે. જેમ સંકલ્પનો અવીર્ભાવ થાય છે તેમજ તીરોધાન થાય છે માટે તુંજ તારો ગુરૂ થઇ તારા દેહને શિષ્ય બનાવ.

તેવા પ્રકારના અસંખ્ય બીબાં અને ફોટાઓની જે માનસિક સૂક્ષ્મસૃષ્ટિ મનવડે ઘડવામાં આવે છે અને લય પણ થઈ જાય છે. તે પ્રમાણે ઉપરના સર્વે દૃષ્ટાંતોની માફક સમજી લેવાનું છે.

ઉપરના દૃષ્ટાંતોમાં જેમ કાચને, પાણીને, એરણને અને સ્લેટને કાંઈ પણ નુકસાન પહોંચતું નથી, તેવી જ રીતે મનના સંકલ્પના ફોટાથી તું જે નિર્મળ કાચ જેવો શુદ્ધ અને માત્ર દૃષ્ટા આત્મા જ છો; તે કદાપિ પણ અશુદ્ધ થવાનો જ નથી, અર્થાત્ તારી અશુદ્ધિ થતી જ નથી. જેમ કાળા ધોળા ઈત્યાદિ રંગના પડદા, તથા ગોળ ચતુષ્કોણ ઈત્યાદિ આકારો જોતાં આંખ દૃષ્ટા ઠરે છે, તથા ક્રોધ, ઈર્ષા, લોભ, મોહ ઈત્યાદિ ધર્મવાળું મન જોતાં તેનો દ્રષ્ટા આત્મા ઠરે છે. એટલે કે, આત્મા છેલ્લો દ્રષ્ટા છે કેમકે તેને કોઈ જોતું નથી એવો તને અનુભવ નથી ? મહાત્માશ્રી નિશ્ચલદાસજી કહે છે કેઃ— "**सबको संहार करे आप अविनाशी है,**"—અર્થાત્ તેવા ફોટા અથવા બીબાં મનથી ઉત્પન્ન થાય છે અને તેનો સંહાર (નાશ) પણ થઈ જાય છે, પરંતુ તું દૃષ્ટા આત્મા **અવિનાશી જ છો.** તથા કોઈ એક મહાત્માએ પણ કહ્યું છે કે; **શુદ્ધ શ્રદ્ધા વિના એટલે હું શુદ્ધ જ** છું એવી શ્રદ્ધા અર્થાત્ નિશ્ચય વિના, કદાપિ પણ આ સંસારસમુદ્રને તરવાનો પાર આવશે નહીં.

"હવે મનનું સ્વરૂપ તારા જાણવામાં આવ્યું હશે; નહિંતો એકાંતમાં બેસીને ને મનવડે એક એક વસ્તુનું સ્મરણ કરવું. તો ઉપર જણાવી ગયો તેવો જ અનુભવ થશે, અને સમજવામાં આવશે કે, મન નામની જે વસ્તુ કહેવામાં આવે છે તે દૃશ્ય અને કલ્પિત અર્થાત્ તદ્દન ખોટી છે. જેની ઉત્પત્તિ અને નાશ થાય તે ખોટું જ હોય. તેમ તારા મનનું દરેક કાવત્રું તારા જાણવામાં આવે છે કે નહીં ?[1] જે જેને

---

૧ ખૂબ યાદ રાખવું કે ભોગ્ય પદાર્થોની વાસનાવડે સંકલ્પોની હંગાર (પલટન) દોડાવવાથી ઇષ્ટ સંકલ્પિત વસ્તુ પોતાના આત્માને અને મોક્ષને પ્રાપ્ત થવાય નહીં.

**જાણે તે તેનાથી જુદો હોય** અર્થાત્ તારા મનને જાણવાવાળો તું આત્મા જુદો જ છો અને દૃષ્ટા છો. આવી રીતે સમજવામાં તરત આવી જશે એટલે **મનનો નાશ[1] થયો જાણવું. અર્થાત્ મન રહેશે તો ખરૂં;** પરન્તુ જેમ જમીનમાં દાટેલા મડદાને ખોદી જોતાં માત્ર અસ્થિ (હાડકાં જ) જોવામાં આવે છે, તેમ તારા આત્માની સત્યતા અને મનનું મિથ્યાપણું અનુભવમાં એટલે તારા જાણવામાં આવી જવાથી જેમ કહેવતમાં કહ્યું છે કે ભાઈ **સાપ ગયા અને લીસોટા રહ્યા;** એટલે જે મનરૂપ સાપ તને ડરાવતો હતો તે ભય દૂર થશે. કારણ કે હું આત્મા છું એવી સમજણથી મનરૂપી સાપની દાઢો તૂટી જવાથી ઝેર વિનાનો સાપ જેમ મારી શકતો નથી અને તેનું ઝેર પણ ચડતું નથી. "**મન નામની વસ્તુથી** મનુષ્યને પોતાના આત્માની સમજણ[2] થાય છે. જે મનવડે પહેલાં પોતે એમ માનતો હતો કે હું પુણ્યવાન છું, પાપી છું, જન્મમરણવાળો છું, મારે શું કરવું, શું થશે ઈત્યાદિ અનેક પ્રકારના જે સંકલ્પો અર્થાત્ ભ્રાન્તિ હતી, તે સર્વે ઉપર સમજાવી ગયો તેવી રીતે જ્યારે હું નિર્મળ, શુદ્ધ, અવિનાશી એવો દૃષ્ટા અને આત્મવસ્તુ માત્ર જ હું છું એવું સમજવામાં આવી જવાથી એક ક્ષણભરમાં તે ભ્રાન્તિ નાશ પામે છે. અર્થાત્ પોતાનું શુદ્ધ સ્વરૂપ જાણવામાં એટલે સમજવામાં આવી જવાથી અવિદ્યા એટલે જીવભાવ નાશ પામે છે, અને હું આત્મા છું એવું સમજાઈ જવાથી એક પલભરમાં સર્વે કર્મ ધર્મનો ધ્વંસ–નાશ થઈ કર્તાભોક્તાપણાવાળી બુદ્ધિ મટી જાય છે.

"જેમ સ્વપ્ન અવસ્થામાં અનેક પ્રકારના પદાર્થોના આકાર દેખાય છે અને જાગ્રત્ થતાં તે સર્વે લોપ થઈ જાય છે, એ તો તારા જાણવામાં હશે જ. અને દરેકના મુખમાંથી એવા જ શબ્દ નીકળે છે કે, ખોટું હતું એટલું જ નહિં પરન્તુ ખાત્રીપૂર્વક જ ખોટું માને છે.

---

૧ द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव।

૨ दृश्यते त्वग्र्यया बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥

તેવી જ રીતે મનના સંકલ્પના ફોટાઓ સ્વપ્ન અવસ્થાના આકાર અથવા બીબાંની માફક ખોટા જ છે, અને તેનો માત્ર દૃષ્ટા આત્મા તું જ સત્ય છો. આટલું જ સમજી લઈશ અને તારો નિશ્ચય કરી લઈશ તો તું અભણ હોવા છતાં પણ તારો ઉદ્ધાર કરી શકીશ અને "હે ભાઈ" જેને વિવેક કરીને કહેવામાં આવે છે તે ઉપર જણાવ્યા પ્રમાણેનો અંતરનો વિવેક ગણાય છે અને પોતાના આત્માને જાણવા માટે અથવા સમજવા માટેનો એ મુખ્ય વિવેક[1] ગણાય છે. "જેમ બૈરાંઓ ચોખા વીણતાં વીણતાં કાંકરા કાઢી નાખતાં જાય છે તે એમ સમજીને કે આ ચોખો નથી કાંકરો છે; તેવી જ રીતે જે મન છે તે હું નથી એમ જે જાણવું તેનું નામ વિવેક, તથા સત્ અને અસત્ વસ્તુનો નિર્ણય કરવો તેનું નામ વિવેક, એટલે ઉત્પત્તિ અને નાશવાળું જે મન તે સાચું છે, કે તેનો હું દૃષ્ટા આત્મા સાચો છું એવો જે નિશ્ચય કરવો તેનું નામ વિવેક ગણાય છે.

ઉપર જે જે દૃષ્ટાંતો લખી ગયો છું તે પ્રમાણે તારા અનુભવમાં આવતું હોય અને સાચું લાગતું હોય તો તારો નિશ્ચય કરી લેજે કે, હું મન વિગેરેનો દ્રષ્ટા આત્મા જ છું અને જન્મ મરણ રહિત છું. તો તું જરૂર મુક્ત થવાનો જ.

બીજાઓને કદાચિત્ આ બાબત સમજવામાં ન આવે અને ગમે તેવા પ્રકારની વાતો કરે અને તને ભમાવે, અથવા ગમે તેવા પ્રકારના નિશ્ચય જણાવે, તો પણ તારે તારા નિશ્ચયથી ડગવું નહિ અને એમજ જાણવું કે તેના સંસ્કારનો ઉદય થયો નથી.

નિશ્ચય એ પરમાત્મા છે અને સંશય એ સર્પ છે. માટે હું નિર્મળ અવિનાશી જન્મ મરણ રહિત આત્મ વસ્તુ છું એવો નિશ્ચય કરવામાં જરા પણ શંકા કરવા જેવું નથી જ. શ્રી ગીતાજીમાં ભગવાને

---

૧ येषां चित्ते नैव विवेकस्ते पच्यते नरकमनेकम् ॥ આ ઉપદેશના તારતમ્યને જે જાણતા નથી અર્થાત્ જેની બુદ્ધિમાં સત્યાસત્ય વસ્તુનો વિવેક (નિર્ણય) કરવાની શક્તિ નથી તેઓ અનેક નરકોમાં પડે છે.

પોતાના શ્રીમુખથી કહ્યું છે કે; "**संशयात्मा विनश्यति,**"—જે મનુષ્ય પોતાના આત્મામાં શંકા કરે છે તેનો નાશ થાય છે એટલે જન્મ મરણને પામે છે. કારણ કે વાસ્તવિક રીતે પોતે આત્મા જ છે છતાં તેમાં શંકા કરે તે જન્મ મૃત્યુને પામે છે. માટે ભગવાનના વચનો ઉપર તો શ્રદ્ધા રાખ ! ! ભાઈ.

**अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति ।**
**तीर्थक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥**

ભાવાર્થ—એવો છે કે અગાઉના જન્મ જન્માન્તરોમાં કરેલાં જે પાપો, તે આ મનુષ્ય દેહ રૂપી તીર્થક્ષેત્રમાં નષ્ટ કરી શકાય છે. પરન્તુ આ મનુષ્યદેહરૂપી તીર્થક્ષેત્રમાં જે મનુષ્ય પોતાના મૂળ સ્વરૂપ આત્માને જાણતો નથી, એટલે હું આત્મા છું એવું સમજતો નથી, અથવા સમજવાને ઇચ્છતો નથી, તેનો મનુષ્ય દેહ નકામો જાય છે. એવા મનુષ્યે પોતાના આત્માનો વિનાશ કર્યો ગણાય ! અર્થાત્ જે મનુષ્ય પોતે પોતાના મૂળ સ્વરૂપને જાણતો નથી તે **આત્મઘાતી** ગણાય છે. માટે ન જાણ્યું હોય તો જાણ અને જાણ્યું હોય તો દ્રઢ કરજે.

કોઈ પૂછશે યા શંકા કરશે કે ઘણા જન્મના પાપ પુણ્યાદિ કર્મો ઘડીકમાં શી રીતે ભસ્મ થાય? તો જાણવું કે પોતાનું શુદ્ધ સ્વરૂપ એકજવાર યથાર્થ રીતે સમજાઇ જાય તો તે વખતે જ "**अघ किं रहे स्वरूप हि चिने ॥**" જેમ લાકડાની પેટીમાં અગ્નિ રહી શકતો નથી, તેમ પાપ પુણ્ય અને જન્મ મરણનો ડુચો મનમાંથી નીકળી જાય છે. અને હું આત્મા છું એવી સમજણ મનની સાથે એવી રીતે જડાઈ જાય છે કે મનના મટાડવાથી પણ તે સંસ્કાર નષ્ટ થતા નથી, જેથી કરીને ચોરાશીનો[1] ફેરો મટી જાય છે. માટે મનુષ્ય

---

૧ અમુક ભાઇએ ચોરાશી કરી, એવું નહીં, પરન્તુ ચોર્યાશી લક્ષ અવતારોમાંથી છૂટવું તે ચોર્યાશી.

જે કીર્તિના માટે ધનનો ખરચ કરે છે તે ધર્માભાસરૂપ–ધર્મનો શત્રુ ગણાય છે. અને આરંભમાં તો સારૂં જણાય છે, પરંતુ પરિણામે ઝેરના જેવું દુઃખદાયક થાય છે.

દેહને ઉત્તમ માનેલો છે. કારણ કે; " **एको विवेकोऽधिको मनुष्ये** " તેમાં ઉપર જણાવી ગયો છું તેવી રીતે સત્ અને અસત્ વસ્તુનો વિચાર કરવાની શક્તિ છે તેનું નામ વિવેક છે. હવે આવી રીતે વિવેક કરીને જે સમજીને નિશ્ચય ન કરી શકે તે તો પશુ જ ગણાય.

પ્રત્યકૃતત્ત્વ વિવેકનો, પ્રીતે કરી વિચાર;
તે સચ્ચિત્ સુખ તત્ત્વને, પ્રીતે ઉરમાં ધાર.

**नाऽऽकाशस्य घटाकाशो विकारावयवौ यथा ।**
**नैवाऽऽत्मना सदा जीवो विकारावयवौ तथा ॥**

ભાવાર્થ:—જેમ ઘડાનું આકાશ ( પોલાણ ) અને બહારનું આકાશ ( પોલાણ ) જુદાં જુદાં નથી તથા જેમ ગંગાજળ અને લોટામાંનું ગંગાજળ જુદું નથી, પરન્તુ એક જ છે, તેવી રીતે જે જીવ છે તે આત્મા છે. અને જેમ " **यथा भवति बालानां गगनं मलिनं मलैः** " બાળકો આકાશને ધૂળ, ધુંવાડો ઇત્યાદિથી ખરડાયલું માને છે, તેવી રીંતે અજ્ઞાનીઓ પોતાના સંકલ્પોથી પોતાના આત્માને મલિન થએલો માને છે. સંકલ્પ વિકલ્પ મનનો સ્વભાવ જ છે કોઈ વખતે બંધની કલ્પના કરે છે, તો કોઇ વખત મુક્તનો સંકલ્પ કરે છે. માટે જો વિચાર કર તું તે બન્ને સંકલ્પનો દ્રષ્ટા છો, જેથી કરીને બંધ વા મોક્ષ કલ્પના માત્ર જ છે. તું મુક્ત હોવા છતાં મુક્તિની ઇચ્છા કરે છે, મનનું લક્ષણ એવું છે કે અનાદિ કાળથી તેને બંધ–મોક્ષની કલ્પના કરવાનો અભ્યાસ પડેલો છે પરંતુ તું તો કેવલ મુક્ત સ્વરૂપ જ છો. માટેઃ—



" **अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्वा** " ॥

અશ્વત્થ એટલે પ્રપંચ અર્થાત્ અશાશ્વત લોકો, જે ખરી રીતે મિથ્યા જ છે; તેની અનન્ત શાખાઓ એટલે—સ્વર્ગ, નર્ક, દેવલોક, પિતૃલોક, બ્રહ્મલોક ઈત્યાદિમાં ભ્રમણ કરતો હજી તું થાકયો નથી કે શું!! જ્યારથી સૃષ્ટિની ઉત્પત્તિ થઈ ત્યારથી તું ગેડીદડે ચડયો છો એમ નક્કી જાણ! માટે હવે તારે છૂટવું જ હોય તો લાંબા મૂળવાળા મહામોહનાં મોટાં મુળરૂપવાળું અનર્થ વૃક્ષ એટલે કે; આ શરીરરૂપી અશ્વત્થના સર્વ કર્મો, ધર્માધર્મ તથા તેની શાખાઓના ફળરૂપ જે જે લોક તે સર્વનું; હું અસંગ છું એવા નિશ્ચયરૂપી શસ્ત્ર વડે છેદન કર "**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः**"। .અર્થાત્ પોતાનું નિત્ય નિર્વિકાર સ્વરૂપ સમજવામાં આવી જવાથી સર્વ શંકાઓનું અલૌકિક રીતે છેદન થઈ જાય છે.

**अस्ति ब्रह्मेति चेद्वेद परोक्षज्ञानमेव तत् ।**
**अहं ब्रह्मेति चेद्वेद साक्षात्कारः स उच्यते ॥**

આત્મા અથવા બ્રહ્મનામની જે વસ્તુ છે તે મારાથી જુદી છે, અને હું તે બ્રહ્માત્માથી જુદો છઉં અર્થાત્ 'જીવ છઉં'; એવી સમજણ તે **પરોક્ષજ્ઞાન** કહેવામાં આવે છે; અને તે બ્રહ્મ અને હું એક જ છીએ એવું જ્યારે સમજાય તેને **અપરોક્ષ** (પ્રત્યક્ષ) જ્ઞાન કહેવામાં આવે છે, તથા સાક્ષાત્કાર પણ કહેવામાં આવે છે.

**अस्ति स्वयमित्यस्मिन्नंशे कस्याऽस्ति संशयः पुंसः ।**
**तत्रापि संशयश्चेत्संशयिता यः स एव भवसि त्वम् ॥**

ભાવાર્થઃ—દરેક મનુષ્ય વાતચીત તથા કામકાજમાં "હું છું" એવો શબ્દ બોલે છે, અને કોઈ પણ વખતે હુંનો અભાવ હોતો નથી; હવે જાણવાનું કે આ હાડમાંસનું જે શરીર તે તું નથી, પરન્તુ હું શબ્દ અધિષ્ઠાન આત્માનો જ પ્રત્યય અર્થાત્ સૂચક છે; અને તે આત્મવસ્તુ જ તું છો, અને તે તારો આત્મા અને બ્રહ્મ એક જ વસ્તુ છે. દૃષ્ટાન્ત—તરીકે જેમ એક જણે લોટો કહ્યો અને બીજાએ કળશિયો કહ્યો, પણ લોટો અને કળશિયો બંને નામ જેવી

રીતે એક જ વસ્તુનાં છે તેવી જ રીતે બ્રહ્મ પણ તું જ છો. હવે આ બાબતમાં તને શંકા થાય તો તે શંકા કરનાર અને તે શંકાને જાણનાર તું દ્રષ્ટા છો; અર્થાત્ સંશય અને વિપર્યયમાં પણ તારી ગેરહાજરી કદાપિ કાળે થતી જ નથી, અજ્ઞાન તારાથી ભીન્ન નથી કારણ કે રૂપ વીના છાયા દ્રષ્ટિગોચર થતી નથી તેમ તેમાં પણ સાક્ષી તરીકે તારૂં અસ્તિત્વ હોય જ છે. માટે મનુષ્યને પોતાના સંકલ્પો જ પોતાના શત્રુ છે અને તે વડે સુખ દુઃખાદિ દ્વંદ્વો અને જન્મ મરણની રૅંટ-માળામાં પોતે સ્વહસ્તે[1] પડે છે આ એક મોટું આશ્ચર્ય છે. કારણ કે આત્માની જે અપ્રાપ્તિ તે કેવળ અવિદ્યાના આવરણરૂપે જ છે તેથી જ્ઞાનવડે અવિદ્યાનો કેવળ નાશ એજ પ્રાપ્તિ છે તથા બીજી કોઈ રીતે પ્રાપ્તિની રીત નથી. "**नाऽप्रतीतिस्तयोर्बाधः किंतु मिथ्यात्वनिश्चयः। જીવ અને જગતનો બાધ એટલે તે બંનેની અપ્રતીતિ ન સમજવી**,કિન્તુ તેનો **મિથ્યાત્વનિશ્ચય** એજ તેનો બાધ ગણાય છે.

**उपादानं प्रपंञ्चस्य ब्रह्मणोन्यत्र विद्यते ।**
**तस्मात्सर्वप्रपंञ्चोऽयं ब्रह्मैवास्ति न चेतरत् ॥**

આ સર્વ માયાના પ્રપંચનું **અભિન્ન, નિમિત્ત, અને ઉપાદાન** કારણ બ્રહ્મ જ છે, માટે આ સર્વ પ્રપંચ પણ બ્રહ્મજ છે. દૃષ્ટાન્ત જેમ પાણીમાં અનેક પરપોટા થાય છે પણ તે પાણીની બહાર હોતા નથી. જ્યાં જ્યાં ફરે છે અને ફુટી જાય છે તે ક્રિયા પણ પાણીમાંજ થાય છે; તથા જેમ સોનાના ટુકડામાંથી દાગીના બનાવવામાં આવે છે તે દાગીનાઓનાં જુદાં જુદાં નામ હોય છે પરન્તુ તે બધા દાગીના સોનાના જ હોય છે; તથા જેમ મિઠાઈવાળા ખાંડનાં હાથી, ઘોડો, હરણ, ચકલી, ઈત્યાદિ રમકડાં બનાવે છે પણ તે રમકડાં ખાંડનાં જ બનેલાં હોય છે. તેવી રીતે વ્યવહારમાં અને જગતમાં દેખાતા નામરૂપ

---

૧ જીવ કહો શિવ કહો ઔર બી બનાય કહો;
વાણીકા વિષય સદા મનોમયા કાર હૈ.

વાળા આકારો સર્વે ખાંડના રમકડાંની પેઠે બ્રહ્મજ છે. રમકડાંનું નામ રૂપ કાઢી નાખીએ તો રમકડાની અંદર અને બહાર જેમ ખાંડ જ છે તેવીજ રીતે આ જગત પણ " **यत्र यत्र धूमस्तत्र तत्र वन्हिः ।** ના માફક બ્રહ્મ જ છે, ઉપરના દૃષ્ટાન્તોનો પ્રકાર બુદ્ધિ યુક્તિથી જાણી લેવો અને:—

**यथैव मृण्मयः कुंभस्तद्वद्देहोऽपि चिन्मयः ।**
**आत्मानात्मविभागोऽयं बुद्धयैव क्रियते बुधैः ॥**

જેમ ઘડો માટી રૂપ જ છે તેમ આ **શરીર** તથા સ્થાવર જંગમ **સર્વે પદાર્થો ચૈતન્યરૂપજ** છે. દૃષ્ટા અને દૃશ્ય તથા જડ અને ચેતનના વિવેકનું નિરૂપણ માત્ર સમજાવવા વાટે છે; પરંતુ જેમ સોનું દાગીનાના આકારે, ખાંડ રમકડાના આકારે, તાંતણા વસ્ત્રરૂપે માટી ઘડાના આકારે, લાકડાઓ ઘરના આકારે, જોવામાં આવે છે તેમ સર્વસર્વરૂપે આત્મા જ છે.

જેમ પાણી બરફરૂપે, તથા દુધ જેમ દહીંપણાને પ્રાપ્ત થયું ઇતિ '**ईश्वर**.' અને તેને " **न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा,** " આ ચર્મચક્ષુવડે જોઈ શકાતું નથી પરન્તુ અલૌકિક એવી જે જ્ઞાન દૃષ્ટિ (બ્રહ્મદૃષ્ટિ)થી જાણી તથા જોઈ શકાય છે તેમજ " **नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया,** " વેદાધ્યયનથી, ચાંદ્રાયણાદિ તપશ્ચર્યાથી, દાનથી, કે યજ્ઞ યાગાદિ ક્રિયાવડે જાણી શકાતું નથી, તેમજ જોઈ શકાતું નથી. પરન્તુ જોવાની રીતે જ જોઇ શકાય છે અને જાણવાની રીતે (સત્શાસ્ત્રથી)જ જાણી શકાય છે, અને તેવી સમજણને વિજ્ઞાન કહેવામાં આવે છે.

વિજ્ઞાન કે જે એક વિશુદ્ધ બુદ્ધિનો જ વિષય છે અને પોતાની સૂક્ષ્મ સમજણ વિના તેમાં કોઇ બીજો પ્રયત્ન નથી. કારણ કે માથા ઉપર લાદેલો બોજો કોઈ પણ ઉપાડી લે છે, પરન્તુ ભૂખ તરસ આદિની શાંતિ બીજાથી થઈ શકતી નથી, તેવી રીતે પોતાની જ સમજણની આવશ્યકતા છે.

શ્રી જ્ઞાનેશ્વર ભગવાને વિજ્ઞાન શબ્દનો પ્રાપંચિક જ્ઞાનના **અર્થમાં** સ્વીકાર કરલો છે, પ્રપંચને સત્ય માનવો એ ભયંકર અજ્ઞાન છે. માટે મુમુક્ષુએ પોતાની શક્તિ અને વિકાસ પ્રમાણે ગતિ કરવી.

**नेत्रे जागरणं कंठे स्वप्नः सुषुप्तिर्हृदयांबुजे ।**
**आपादमस्तकं देहं व्याप्य जागर्ति चेतनः ॥**

પોતાનું સ્વરૂપ નિર્મળ અને દ્રષ્ટામાત્રજ છે એવું જાણવા વિચારવા કે **વિવેક** કરવાનાં ત્રણ સ્થાન છે. અત્યારે જાગ્રત અવસ્થાના સ્વપ્નનું સ્થાન **નેત્રે** છે, તથા સ્વપ્ન અવસ્થાના સ્વપ્નનું સ્થાન **કંઠે** હિતાનામની નાડી જે વાળના હજારમા ભાગ જેવડી છે તેમાં હોય છે, અને સુષુપ્તિ અવસ્થામાં નિદ્રા સ્વપ્નનું કેંદ્ર અંતઃકરણ હોય છે. પરન્તુ ત્રણે અવસ્થાને જાણવાવાળો તું ચૈતન્ય આત્મા **સ્વમહિમામાં** જ રહેલો છે. અર્થાત્;—

**अंतर्वा बहिर्वायं सर्वं देशं बुद्धिः परिकल्पयेत् ।**
**तद्देशगः साक्षी तथा वस्तुषु योजयेत् ॥**

શરીરની અંદર અને બહાર સર્વ સ્થૂળ અને સુક્ષ્મ જે જે વસ્તુ દેખાય છે તે તે વસ્તુનો જણાવવાવાળો આત્મા સિવાય બીજો કોઈ નથી અર્થાત્ આત્માનો જ નિર્દેશ કરે છે. જેમ કાચના ઓરડામાં ઉભેલો માણસ સર્વ દિશાએ પોતાને પ્રતિબિંબત જુવે છે; તેમજ જ્ઞાની મનુષ્ય સ્વપ્ન પદાર્થોની માફક આત્મામાં જગત–દ્રશ્ય પદાર્થોને અવલોકે છે.

**सर्वत्र सर्वतः सर्वं ब्रह्ममात्रावलोकनैः ।**
**सद्भाववासनादार्ढ्यात्त्रित्रयं लयमश्नुते ॥**

સર્વ વસ્તુ બ્રહ્મરૂપે છે એવી રીતે અભેદ ઉપાસના કરવાથી પદાર્થોમાંથી રાગદ્વેષાદિ નાશ થાય છે તથા ક્રિયા, ઇચ્છા અને વાસના નાશ પામે છે. સંસારમાં આઠ દસ મહીના ઉપર જણાવ્યા પ્રમાણે **દૃઢ ભાવના** પૂર્વક અભેદ ઉપાસના કરવાથી તેવો અભ્યાસ થઈ જાય છે, અર્થાત્ ટેવાઇ જાય છે.

**सुनहु तात मायाकृत गुण अरु दोष अनेक ।**
**गुण यह उभय न देखिये देखिये सो अविवेक ॥**

માયાના કાર્યોમાં ગુણુ અને દોષ ઘણા હોય છે. માટે તેમાં ગુણુ દોષ દષ્ટિ કરવી એ દોષ છે. "**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः**" । તે આત્મા સ્થાવર અને જંગમ ભૂતપ્રાણીમાં દ્વેષ્ય અને પ્રિયપણાની વિષમતાથી રહિત[1] છે. "**अव्याकुलं स्थिरमिदं परमात्मतत्त्वं ॥**"

**तस्मिन् शुक्लमुत नीलमाहुः पिंगलं हरितं लोहितं च ।**
**एष पंथा ब्रह्मणाह्यवित्तस्ते नैति ब्रह्मवित्पुण्यकृत्तैजसश्च ॥**

ભાવાર્થ:–કેટલાક મુમુક્ષુઓ પોતાના આત્માને જાણુવા માટે આંખો બંધ કરી પોતાની બુદ્ધિ વૃદ્ધિ વડે હૃદયાકાશમાં શ્વેતવર્ણનો, શ્યામવર્ણનો, અગ્નિની જ્વાલા જેવા વર્ણનો, લીલા વર્ણનો, રાતા વર્ણનો એમ જોવામાં આવતા અનેક જાતના **આભાસોની** ઉપાસના કરે છે અને વર્ણન કરે છે; તથા તેવા મિથ્યાભાસને આત્મા માની લઇ પોતાને કૃતકૃત્ય માની બેસે છે. પરન્તુ તે આભાસો ઉત્પત્તિ અને નાશવાળા છે અર્થાત્ પરિણામી હોવાથી આત્મા નથી, પણ અનાત્મા છે. મિથ્યા અને જડ છે.[2]

"ચેતન પૂજે જડકુ, તું કુછ મુઝકો દે;
તેરા બનાયા મેં બેઠા, તેરી એક ફુટી કે દો.

અર્થાત્ તે બધા વિકારો અથવા આકારો દ્રશ્ય હોય છે એટલુંજ નહીં, પરન્તુ કફ આદિથી ભરપુર એવી નાડીઓના વર્ણો અથવા રંગો છે. કાંઈ આત્માનો વર્ણ કે રંગ નથી, અને તે બધા ધૂમ માર્ગો છે, એટલે જેવા જેવા કલર અથવા રંગવાળા આભાસની ઉપાસના કરવામાં આવે છે, તે તે પ્રમાણે તેના અધિષ્ઠાતા

---

१ ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ॥
२ यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥

બ્રહ્માદિકના[1] લોકની પ્રાપ્તિ થાય છે. પરન્તુ મોક્ષ પ્રાપ્ત થતો નથી. કારણ કે બ્રહ્મલોક સુધી સર્વલોક માયામય હોવાથી તેની જે પ્રાપ્તિ તે અંધકારમાં પ્રવેશ કરવા સમાન અર્થાત્ અજ્ઞાનરૂપ સંસારને પ્રાપ્ત થવા સમાન છે. અને મોક્ષ તો પોતાના સ્વયંપ્રકાશ આત્માના જ્ઞાન અર્થાત્ સમજણ વડે જ થાય છે અને તેવી સમજણ મેળવવા માટે;

**" न तत्र मानापेक्षास्ति स्वप्रकाशः स्वरूपतः " ॥**

આત્મા સ્વયંપ્રકાશ સ્વરૂપવાળો હોવાથી તેને જાણવા માટે પ્રત્યક્ષ આદિ પ્રમાણની જરૂર નથી. તેમજ;

**ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ॥**

**" न तद्भासयते सूर्यो न शशांको न पावकः " ॥**

પોતાના સ્વયંપ્રકાશ આત્માની સમજણ થવા માટે સૂર્ય, ચંદ્ર, અગ્નિ, આદિ કોઈ પણ પ્રકારના **તેજ** એટલે **આભાસની** આવશ્યકતા નથી. જેમકે કરોડો સૂર્યના તેજ જેવો, વિજળીના તેજ જેવો. અગ્નિના તેજ જેવો કે **તેજના ગોળા જેવો** ઇત્યાદિ. અર્થાત્ કોઈ પણ પ્રકારના આભાસરૂપ તેજ અથવા પ્રકાશ જેવો **તમારો** આત્મા નથી. માટે આત્મા સિવાય ઉપર જણાવેલાં આભાસ અથવા

---

૧ સર્વલોકથી શ્રેષ્ઠ બ્રહ્મલોકને પ્રાપ્ત થએલ મનુષ્યને, ત્યાં સર્વશક્તિ પ્રાપ્ત થાય છે, ફક્ત કોઇને મારવા અથવા સજીવન કરવાની શક્તિ હોતી નથી. તે સિવાય બીજા સર્વ પ્રકારની સંકલ્પસિદ્ધિવાળો હોવાથી પોતાના સંકલ્પાનુસાર ક્રીડા કરે છે. અને જો જ્ઞાનના સંસ્કારવાળો હોય તો બ્રહ્માજીના ઉપદેશથી બ્રહ્માનું આયુષ્ય જે એક કલ્પ એટલે; ૩૧૧૦૪૦૦૦૦૦૦૦૦૦, માનવ વર્ષ પછી મોક્ષને પામે છે. અને જ્ઞાનના સંસ્કાર વગરના બીજાઓ પોતાના પુણ્યાનુસાર ફળ ભોગવી પાછા મર્ત્યલોકમાં જન્મે છે.

**" આત્માનંદની સર્વોત્કૃષ્ઠ શ્રેષ્ટતા-મહત્તાનું વર્ણન. "**

દ્રષ્ટાંતઃ—સોળ વર્ષની ઉમ્મરનો, નિરોગી, અપ્રતિહત આજ્ઞા, કુબેરસમાન ધનવાન, શાસ્ત્રજ્ઞ, ધર્મજ્ઞ, કલાકુશલ, પોતે અતિસ્વરૂપવાન, અને ઘરમાં સોળ વર્ષની અતીસ્વરૂપવાન સ્ત્રી હોય એવા ચક્રવર્તી રાજાને જે આનંદ હોય છે તેને મનુષ્યાનંદ કહે છે. બીજું પા. ૫૬ ની નીચે જુવો.

તેજવાળાં બધાં જ્ઞાનો બુદ્ધિની વૃત્તિરૂપ હોય છે, અને તેવા આભાસ રૂપ કોઇ પણ જ્ઞાનો આત્માને વિષય કરી શકતાં નથી. અથાત્ ઉપર મુજબના બુદ્ધિના ચિદાભાસવડે આત્મા જાણી શકાતો નથી. કારણ કે આત્મા પોતે જ દ્રષ્ટા અને **સ્વયંપ્રકાશ** છે.

જેમ નેત્ર બીજા પદાર્થને જોઇ શકે છે પરંતુ પોતાને જોઈ શકતું નથી, એટલે નેત્ર પોતે જ દ્રષ્ટા છે, તેમ ઉપર મુજબના આભાસરૂપ સર્વ જ્ઞાનનો તું આત્મા જ દ્રષ્ટા છો આવા પ્રકારનો વિવેક કરી લેવો.

કેટલાક ગ્રન્થોમાં તેજ તું છો, તેજ તું છો, એવી રીતે ઉપદેશ કરાયેલો હોય છે, અને વાંચવાવાળાઓ તેજ શબ્દનો અર્થ ઉપર જણાવી ગયો તેવા આભાસ અથવા પ્રકાશ સમજી બેસે છે. તથા બીજા કેટલાક કથા–વાર્તા કરવાળાઓ પણ તેજ શબ્દનો ખરો (ગુહ્ય) અર્થ જાણતા ન હોવાથી લોકોને ઉપર મુજબના આભાસ અથવા પ્રકાશ તરીકે જ સમજાવે છે! માટે જાણવાનું કે તેજ શબ્દનો અર્થ ઉપર મુજબના આભાસ કે પ્રકાશ નથી, પરન્તુ અત્રે તેનો ખરો અર્થ જાણવાવાળો જણાવવાવાળો એટલો જ થાય છે, અર્થાત્ **બ્રહ્મનો સૂચક** શબ્દ છે.

" **सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत** " ॥

---

હવે તેના કરતાં એક હજારગણો આનંદ ભૂલોકનો છે.
તેના કરતાં સહસ્રગણો આનંદ ભૂવર્લોકનો છે.
તે કરતાં સહસ્રગણો આનંદ સ્વર્ગલોકનો છે.
તે કરતાં સહસ્રગણો આનંદ મહર્લોકનો છે.
તે કરતાં સહસ્રગણો આનંદ જનલોકનો છે.
તે કરતાં હજાર ગણો આનંદ તપલોકનો છે.
તે કરતાં હજાર ગણો આનંદ સત્યલોકનો છે.
તે કરતાં હજારગણો આનંદ બ્રહ્મલોકનો છે.
તે કરતાં હજારગણો અધિકઆનંદ બ્રહ્માદિકનો છે.

પરંતુ તે સર્વે આનંદ આત્માનંદરૂપ મહાનસમુદ્રના એક લેશ માત્ર છે કારણ કે; તે સર્વે પરિછિન્ન આનંદી છે અને બ્રહ્મ અખંડ આનંદ છે.

કારણ અને કાર્યની એકતાના અભિપ્રાયથી સર્વ જગત્ બ્રહ્મથી પેદા થયું છે, બ્રહ્મમાં લય થાય છે, અને બ્રહ્મમાં જ સ્થિત છે, બ્રહ્મથી કાંઈ પૃથક્ નથી. માટે જગતના પદાર્થોના નામરૂપને આકારે વૃત્તિને ન થવા દેતાં ધૈર્યતાથી શાન્તચિત્તે બ્રહ્મ દ્રષ્ટિ કરવી. અને થોડો સમય આવી (ઉપાસનાની) આદત પાડવાથી મનુષ્ય ટેવાઈ જાય છે.

**अन्यथा मंदबुद्ध्या, प्रतिभाति दुरात्मनाम् ।**
**कुतर्काज्ञानदृष्टीनां विभ्रांतेंद्रियवर्त्मनाम् ॥**

સંસારના રાગી અને કેવળ વ્યવહાર પરાયણ 'પદાર્થાકાર દ્રષ્ટિવાળા ઇન્દ્રિયોના અનેક વિષયોના લાડકોડમાં ફસેલા કુબુદ્ધિવાળા મનુષ્યો પરમાત્માને ભિન્ન રૂપમાં જુવે છે.

**" तमेवभांतमनुभाति सर्वम् । तस्य भासा सर्वमिदं विभाति॥**
**" येनेदं सर्वं विजानाति तं केन विजानीयात् ।**
**विज्ञातारमरे केन विजानीयात् ॥**
**" स्वयमेवानुभूतित्वाद्विद्यते नानुभाव्यता " ॥**
**" आदौ ब्रह्माहमस्मीत्यनुभव उदिते,**
**खल्विदं ब्रह्म पश्चात् ॥ अत्रायं पुरुषःस्वयंज्योतिर्भवति॥"**
**" यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।**
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नम् प्रकाशयति भारत ॥**
**" स्वस्थानसंस्थितो दीपः सर्वतो भासते यथा ।**
**स्थिरस्थायी तथा साक्षी बहिरंतः प्रकाशयेत् ॥**

જેમ દીવો પોતાના સ્થાનમાં સ્થિત રહી ચારે બાજુઓની વસ્તુઓને જણાવે છે; તેમ સ્થિર સ્થાયી (પોતાના મહિમામાં સ્થિત) આત્મા આ જગતની દરેક વસ્તુને જણાવે છે.

જેમ ઘરની અંદર દૈવયોગથી કોઈ પ્રસન્ન અથવા કોઈ ખિન્ન થાય, અથવા ઘરમાં મલીન તથા સ્વચ્છ પદાર્થો પડેલા હોય, પરન્તુ જેમ દીવો કોઈ ભાવને પ્રાપ્ત થતો નથી, તેમ આત્મા હર્ષ, શોક,

તથા દરેક બ.બતોમાં અસંગ–નિર્લેપ ઉદાસીન અને સાક્ષી માત્ર છે. અર્થાત્ તમામ પ્રકારના સ્પંદ ભાવથી રહીત છે.

**भानुनेव जगत्सर्वं भासते यस्य तेजसा ।**
**अनात्मकमसत्तुच्छं किंतु तस्यावभासकम् ॥**

સૂર્યના તેજથી જેમ જગત્ દેખાય છે, તેમ જ આત્મા અથવા બ્રહ્મની સત્તામાં જ અને તેના વડે જ આ સઘળા અસત્, તુચ્છ, અને અનાત્મ પદાર્થ ભાસે છે એટલે જણાય છે; અને તેનો જણાવવાવાળો બીજો કોઈ નથી.

**द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।**
**क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥**

બ્રહ્માથી માંડીને સ્થાવર પર્યંત સર્વ પ્રાણીઓ ક્ષર પુરૂષ કહેવાય છે, અને જે, શરીરનો નાશ થયા છતાં પણ પર્વતની પેઠે નિશ્ચલ રહે છે તેને કૂટસ્થ અર્થાત્ બ્રહ્મ કહેવામાં આવે છે; અને તે બ્રહ્મમાં "**यस्यामिदं कल्पितमिन्द्रजालं चराचरं भाति मनोविलासम् ॥** આ ચર અને અચર જેટલી જેટલી વસ્તુ જોવામાં આવે છે તે કલ્પના માત્ર અને ઇંદ્રજાળ સમાન છે.

### "ઇંદ્રજાળ અથવા માયાનું મિથ્યાપણું અને આત્માની અસંગતા"

સ્વપ્નમાં દેખાતી વસ્તુઓ જેમ કલ્પના માત્ર છે, કારણ કે તેને કોઈ પણ પ્રકારનો ઉત્પત્તિક્રમ જોવામાં આવતો નથી. પરન્તુ અચાનક જ ઉત્પન્ન થાય છે અને નાશ પણ થઈ જાય છે, તેમ આ જાગ્રત અવસ્થાના પદાર્થો ક્રમસર ઉત્પન્ન થતા આપણને જોવામાં આવે છે તેનું કારણ માત્ર એટલું જ છે કે; સ્વરૂપના અજ્ઞાનવડે અનાદિ કાળના જન્મ મરણાદિ દેહાધ્યાસના સંસ્કારના બળેજ શરીરાદિથી લઈને સમસ્ત જગની ઉત્પત્તિ ક્રમસર જોવામાં આવે છે. પરન્તુ ખરી રીતે જોતાં આ જાગ્રતના પદાર્થો પણ સ્વપ્ન પદાર્થોની માફક જ ઉત્પન્ન થાય છે.

દ્રષ્ટાન્ત–સીનેમેટોગ્રાફની ફીલમ ઘણાઓએ જોએલી હશે. સામેના ભાગમાં એક સફેદ પડદો હોય છે. તે પડદામાં અનેક પ્રકારનાં બીબાં અથવા આકારો પડતા જણાય છે અને મટી જાય છે; તે આકારો **જેવી રીતે** મટી જાય છે તેને લય કહેવામાં આવે છે. તથા જેમ કાચમાં પડેલા ફોટા કાચથી જુદા હોતા નથી, તથા પડદામાં પડેલા ફોટા પડદાથી જુદા હોતા નથી, એટલું જ નહીં પરન્તુ પડદાને તથા કાચને સ્પર્શી અર્થાત્ ચોંટી અથવા લેપાયમાન પણ કરી શકતા નથી, તથા બીબાં અથવા ફોટાના સમયમાં અને અંતે કાચ અને પડદો તો શુદ્ધના શુદ્ધ જ હોય છે, અને તેમાં પડેલાં બીબાં, ફોટા અથવા આકારો જેમ આભાસ માત્ર જ હોય છે, **તેવીજ રીતે** આત્મામાં આ સર્વ જગદાભાસ ઉત્પન્ન થાય છે અને લય થાય છે, અને તેના ઉત્પન્ન થવાથી અને લય થવાથી અવિનાશી આત્મા વિકાર પામતો નથી અને નાશ પણ પામતો નથી. કારણ કેઃ—

**आदावन्ते च यन्नास्ति वर्त्तमानेऽपि तत्तथा**
**नाऽसतो विद्यते भावो नाभावो विद्यते सतः ॥**

જેનું પ્રારંભમાં અને અંતમાં અસ્તિત્વ નથી અર્થાત્ મૂળ જ નથી તેઓ તો વર્તમાનમાં પણ નથી. **नांतो न चादिर्न च संप्रतिष्ठा ।**

**स्वप्नदेहो यथाऽध्यस्तस्तथैवायं हि देहकः ।**
**अध्यस्तस्य कुतो जन्म जन्माभावे हि तत्कुतः ॥**

સ્વપ્ન અવસ્થામાં જેમ કોઈ વખતે તારા શરીર જેવું બીજું શરીર કાંઈ પણ કાર્ય કરતું તને દેખાય છે, તે પ્રતીત થનારૂં શરીર તું નથી, પરન્તુ તું તેનો દ્રષ્ટા એટલે જોનારો અથવા જાણવાવાળો સાક્ષી છો, અને તે સ્વપ્ન અવસ્થાના શરીરની જેટલી જેટલી ક્રિયા થાય છે તે સર્વે ક્રિયાને જાણવાવાળો છો. અને તે શરીરની સઘળી ક્રિયા કર્મ તારાં નથી એટલું તો દરેકે દરેક માણસ જાણી શકે છે. કારણ કે તે શરીર જ તું નથી, તો તેના કર્મો તારાં શી રીતે હોય? **"મૂલં નાસ્તિ કુતઃ શાખા"** જેમ સ્વપ્ન અવસ્થામાં પ્રતીત થતું

એટલે દેખાતું શરીર તારા આત્મામાં અધ્યસ્ત (કલ્પિત–પડછાયારૂપે) છે અને તે શરીરનો માતાના ઉદરથી ક્રમસર જન્મ થયો નથી, તથા તે શરીરનો શસ્ત્રથી, અચાનક, અથવા ગમે તેવી રીતે નાશ થાય તો પણ તારો નાશ થતો નથી; અને જાગીને તરત જ તારા સમજવામાં આવી જાય છે કે સાળું બધું ખોટે ખોટું હતું! એટલું તો દરેક માણસ જાણી શકે છે કારણ કે દરેકને **અનુભવસિદ્ધ** બાબત છે. માટે સમજવાનું કે સ્વપ્નદેહનો નાશ થાય તે જેમ ભ્રાન્તિ અર્થાત્ કલ્પના માત્ર છે. તેવી જ રીતે આ જાગ્રત અવસ્થામાં પ્રતીત થતું આ સ્થૂળ શરીર પણ તારા આત્મામાં અધ્યસ્ત (કલ્પિત) છે. પરન્તુ ઘણા કાળનો દેહાધ્યાસ એટલે ઉત્પત્તિક્રમ જન્મ, મરણ અને કર્તા–ભોક્તા પણાનો જે દૃઢ **અધ્યાસ** પડેલો છે, તેને લીધે જ તને કર્તા ભોક્તા પણું અને જન્મ મરણાદિ ભાસે છે. દ્રષ્ટાન્ત–જેમ બાળક ફેરફૂદડી ફરે એટલે તેને આજુબાજુની વસ્તુઓ ફરતી જણાય છે. તથા જેમ આગગાડી અથવા મોટરમાં મુસાફરી કરતાં આજુબાજુના ઝાડ સ્થિર હોય છતાં ફરતાં લાગે છે; તેમ પોતે સ્થિર સ્થાયી હોવા છતાં અનન્ત જન્મોની **અવિદ્યા એટલે દેહાધ્યાસની પ્રેકટીસ** પડી જવાથી તેં તારા મૂળ સ્વરૂપનો ત્યાગ કર્યો છે. માટે હવે તે પ્રેકટીસને બદલી નાખી હું આત્મા છું એવી પ્રેકટીસ કર.

સ્વપ્ન કે પદારથમેં દેશ કાલ કૃત ભેદ;
તૈસો ભેદ જાગ્રતમેં દેશ કાલ ભાવતેં.
તથાપિ મેં–સત્ય વિષે ઈહાં ઉહાં ભેદ કહાં;
અચલ અખંડ દેશ કાલકે અભાવતેં.
સ્વપ્ન વિષે સ્વપ્ન સત્ય હોત જાગે તૈં અસત્ય;
જાગ્રત અસત્ય પુની જ્ઞાન કે પ્રભાવસેં.

જેમ સ્વપ્ન અવસ્થાનો લોપ થતાં તેનો નિષેધ કરી તું તેનો જાણવાવાળો હાજર હજુર છો, તેવીજ રીતે જાગ્રતાદિ અવસ્થાનો અંત સમયે લોપ થતાં તેને પણ જાણવાવાળો તું સ્વયં જ્ઞાતા–નિરુ-

પાધીકપણે હાજર હજુર રહેવાનો છો. માટે જેમ સ્વપ્ન પોતાના સ્વરુપમાં ભ્રાંતિ છે અને તે ભ્રાંતિ જાગ્રત થતાં કળાઈ–સમજાઈ જાય છે, તેમ જાગ્રતાદિ અવસ્થા પણ તારા સ્વરુપમાં ભ્રાંતિ જ છે. તેવું અંત સમયે જણાઈ આવશે.

જેમ કાળા રંગનો મનુષ્ય ગાઢ અંધકારમાં ઉભો હોય, તો તેના શરીરને બીજા લોકો દેખી શકતા નથી, તેમજ પોતે પણ પોતાના શરીરને દેખી શકતો નથી, પરંતું હું ખોવાઈ ગયો છું. અથવા મારી અસ્તિ નથી, એવું તેના મનમાં કદાચીત પણ હોતું. નથી. તેવીજ રીતે તારા આત્મામાં અવિચળ પણાની બુદ્ધિ રાખજે.

જેવું સ્વપ્ન તેવું જ જાગ્રતનું દિર્ઘ સ્વપ્ન જાણવું, સ્વપ્ન અવસ્થામાં જેમ એક સ્વપ્નમાં બીજું આવે છે તેમ જ જાગ્રતનો પણ ક્રમ છે. એવા વેદના સિદ્ધાન્ત પ્રમાણે દ્રષ્ટાન્તોનો ધીરજથી વિચાર કરી જોવાથી તને તારા આત્માનું **વાસ્તવિક સ્વરૂપ** સમજવામાં આવશે.

“ **कहेनाथा सो कहचुके ।** ”

**माया विषय और मुक्तता, सबी कार्य अज्ञान ।**
**स्वरुपमें कुछ बन्यो नहीं, तो क्या करे बयान ॥**
**साक्षित्वं यदि दृश्यं सत्यं दृश्यासत्त्वे साक्षि त्वं कः ॥**

અર્થાત્ પોતાના વાસ્તવિક સ્વરૂપમાં અવિદ્યા અને તેનાં કાર્યોનો અંશ પણ નથી અર્થાત્ છાંટો પણ નથી, કારણકે; “**जन्माभावे हि-तत्कुतः।**” જ્યાં જન્મનોજ અત્યન્ત અભાવ છે તો મરણ ક્યાંથી અને કોનું ?? પરન્તુ તે બધી કલ્પનાઓ મનની ભ્રાન્તિ[1] માત્ર જ છે. અને અવિદ્યાનો નાશ કરવા માટે શતશાસ્ત્રને ગુરૂમુખદ્વારા સમજવા પુરતું છે. તે સિવાયના બીજા પ્રયત્નો ફાંફળમાં ઘા મારવા સમાન છે. “ **नाहिं ख पुष्प समान प्रपंच तु ईश कहा करताजुकहावे** ”। આ જગત જ આકાશના પુષ્પ સમાન હોવાથી શરીરાદિ અવિદ્યા

---

૧ ભેદભ્રાંતિ, કર્તાભોક્તાપણાની ભ્રાંતિ, સંગભ્રાંતિ, વિકારભ્રાંતિ, બ્રહ્મથી ભિન્ન જગતની સત્યતાની ભ્રાંતિ.

અને જગત પ્રપંચ વાસ્તવમાં તારા સ્વરૂપમાં[1] છે જ નહિં, પરન્તુ ઘણા કાળની પ્રેક્ટીસ (અભ્યાસ)ના લીધે આ છાયારૂપે ભાસતું શરીર અને છાયારૂપે ભાસતું જગત્[2] તેમાં હુંપણાની બુદ્ધિનો ત્યાગ કર અને તારા અજર અમર આત્મામાંજ હુંપણાની બુદ્ધિનો નિશ્ચય કર.

શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માએ અર્જુનને પોતાના મૂળ સ્વરૂપનું જ્ઞાન કરાવવા માટે શ્રીગીતાશાસ્ત્રમાં અનેક રીતે કહ્યું, તે ફક્ત આત્મવસ્તુનું યથાર્થ જ્ઞાન અર્થાત્ સમજણ કરાવવા પુરતું જ હતું, અને એવી રીતે જે મનુષ્યને પોતાનું મૂળ સ્વરૂપ જે આત્મવસ્તુ યથાર્થ રીતે જે વખતે સમજવામાં આવે, તે જ વખતે સર્વ સંશયો નષ્ટ થાય છે; જ્યારે અર્જુનને[3] પોતાના મૂળ સ્વરૂપનું જ્ઞાન એટલે યથાર્થ સમજણ થઈ ત્યારે તે બોલે છે કે:—

"શ્રીગીતાજીનો ફલિતાર્થ છેલ્લો શ્લોક."

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाऽच्युत ।**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥**

હે ભગવન્! અનાદિ કાળના અભ્યાસવડે કરીને હું મને પોતાને કર્તા ભોક્તા તથા જન્મ મરણ ધર્મવાળો માનતો હતો, તે "**સંદેહ**"

---

૧ જબતક નિંદ્રા દૂર નહીં હોતી, તબતક સ્વપ્ન નરકો સ્વપ્ન કે સ્થાનો મેં કહીંને કહીં યાત્રા કરનીહી હોગી,

૨ **नाहं न त्वं नायं लोकस्तदपि किमर्थं क्रियते शोकः ॥**

૩ ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માએ અર્જુનના નિમિત્તથી જગતને ઉપદેશ કરેલો છે. પરન્તુ કોઇ મંદબુદ્ધિવાળા જનો એવી શંકા કરે કે એતો અર્જુન જેવા પુરૂષ માટે છે. તો તે શંકા તદ્દન નિર્મૂળ છે. કહેવતમાં કહ્યું છે કે ગાયવાળે તે અર્જુન અર્થાત્ ઈન્દ્રિઓને શાસ્ત્રમાં ગાયની ઉપમા આપેલી છે, એટલે અયોગ્ય વિષયો તરફથી જે મનુષ્ય પોતાની ઇન્દ્રિઓને સંયમમાં રાખે અને શાસ્ત્રનિષિદ્ધ વિષયો અને કર્મોથી જે મનુષ્ય પોતાના મનને નિયમમાં રાખે, તે સર્વે અર્જુન છે અને તેમણે એમજ માનવું કે મનેજ ઉપદેશ કરેલો છે અને સ્વાભાવિક રીતે પણ તેમજ છે.

એટલે શંકા તમારી કૃપાથી ઉપદેશ (બોધ) રૂપી પ્રસાદ[1] વડે નષ્ટ થઇ છે, અર્થાત શંકાના મૂળીયાં છેદાઈ ગયાં છે. અને "**स्थितोऽस्मि**" એટલે મારી બુદ્ધિમાં સ્થિત થયું છે, અર્થાત્ સમજવામાં આવ્યું છે. "**स्मृतिर्लब्धा**" એટલે મને યાદી થઈ છે કે; તમારાં વચન પ્રમાણે હું નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્ય, નિરંજન; મુક્ત, વ્યાપક, નિર્ગુણ, નિષ્ક્રિય, નિર્વિકલ્પ, નિરાકાર નિર્મળ અને અજન્મા છું. ત્યારબાદ શ્રીગીતાશાસ્ત્ર ખલાસ થયું, આગળ વધ્યું નહીં.

**निष्पाप पाप दहनो हि हुताशनो हं ।**
**निर्धर्म धर्म दहनो हि हुताशनो हं ॥**
**निर्बन्ध बन्ध दहनो हि हुताशनो हं ।**
**ज्ञानामृतं समरसं गगनोपमोहम् ॥**

અર્થઃ—હું પાપોથી રહીત છઉં છતાં હું આત્મા પાપોને બાળવામાં અગ્નિરૂપ છઉં, જેમ અગ્નિ લાકડાને બાળીને ભસ્મ કરી નાખે છે તેમ હું આત્મા પાપોને બાળીને ભસ્મ કરી નાખું છું, તથા હું આત્મા ધર્મથી રહિત છું એટલે હું આત્મા ધર્મ અધર્મને બાળવામાં અગ્નિરૂપ છું; તથા હું જે આત્મા જ છઉં અને મારા સ્વરૂપમાં કોઈ પણ બંધ નથી. અને બંધને બાળવામાં હું અગ્નિરૂપ છું. કારણ કે હું ગ્નાનસ્વરૂપ, અમૃતરૂપ, એકરસ અને આકાશની માફક વ્યાપક અને શુદ્ધ જ છઉં.

તેવી જ રીતે તમે પણ વેદનું જે મહાવાકય "**तत्त्वमसि**" ના અર્થનો વિચાર કરો "**महावाक्यको अर्थ विचारहु, मैं अग्रध यु टेरि पुकारहु ॥**" અને પુનર્જન્મની પ્રેક્ટીસના મૂળને નષ્ટ કરો. હે સુહૃદ જનો ! તમે પણ શુદ્ધ વસ્તુ આત્મામાત્ર જ છો તેમાં જરાપણ ખોટું નથી.

"**गीतार्थं पठनं नास्ति नाधमास्तत्परो जनः ।**"

---

૧ પરમાત્માની પૂર્ણકૃપા થાય છે તેને આત્મજ્ઞાનની સમજણનો બોધરૂપી કૃપા પ્રસાદ મળે છે. અને મિષ્ટાન્નનો તો મનુષ્યની રૂચિ છે.

'વાંચે પણ નહિં કરે વિચાર, તે સમજે નહીં સઘળો સાર.'

જે મનુષ્ય માત્ર ગીતા વાંચે છે પરન્તુ તેના અર્થને–તાત્પર્યને અર્થાત્ મર્મને જાણતો નથી, એવા પોપટની જેમ પાઠ કરવાવાળાને મૂર્ખ જાણવા.

" **यद्‌वा तद्‌वा बन्धः तत् उच्छेदः कर्तव्यम् ॥**

જેમ દોરામાં, દોરડામાં, અથવા જનોઈમાં ઘુંચ્ચ એટલે આંટી પડી ગઈ હોય તેને જેવી રીતે શાન્તિપૂર્વક ડહાપણ અને યુક્તિથી કાઢવામાં આવે છે. તથા ગોરખ કડી આદિ કોયડા, જેવી રીતે ડહાપણથી અને યુક્તિથી ઉકેલવામાં એટલે છૂટા કરવામાં આવે છે અને ગોઠવવામાં આવે છે; તેવી જ રીતે તારા શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મામાં જે દેહ અને મન આદિ ઇન્દ્રિયોમાં હુંપણાના અધ્યાસવડે જે જે આંટીઓ અને કડીઓ રૂપ બંધ ભાસતા હોય તેનો અગાઉ જણાવી ગયો તેવી રીતે યુક્તિથી વિચાર કરીને, તારૂં સ્વરૂપ કે જે નિત્ય નિરાકાર શુદ્ધ આત્મા જ છે એવો કોયડો ઉકેલી લેજે, અર્થાત્ શંકારૂપી જે જે ઘુંશું અને આંટીઓ પડી હોય તેનું સમાધાન કરી લેજે. મૂર્ખ માણસોને અનાદિ કાળના અધ્યાસના પ્રતિબંધથી તથા ભેદવાદીઓના સંગ દોષથી સમજવામાં આવી શકતું નથી, પરન્તુ બુદ્ધિવાન અને શ્રદ્ધાવાન મનુષ્યને વિલંબ લાગતો નથી.

" કહ્યું કાંઈ અને કર્યું કશું, આંખનું ઓસડ પીઠે ઘસ્યું."

કેટલીક કહેવતો તથા ઈસારા તરીકે કોયડા આદિ સંજ્ઞાઓનો મર્મ ન જાણતાં જુદા જ અર્થમાં અને જુદાજ રૂપમાં બહિર્દષ્ટિથી શા માટે નકલ કરો છો ભાઈ! " તરણા ઓથે ડુંગર–એનો અર્થ એવો છે કે તરણું[1] ખસેડતાં વાર લાગે તેટલી જ વાર લાગે છે.

" પ્રારબ્ધ આડું પાંદડું—તેનો તાત્પર્ય એવો છે કે પોતાના મૂળ સ્વરૂપ આત્માને જાણવા અર્થાત્ સમજવા માટે પાંદડું[2] ખસેડતાં જેટલી વાર લાગે તેટલી જ વાર લાગે છે.

---

૧ અવિદ્યા. ૨ દેહાધ્યાસ.

હું તને ખુલ્લે ખુલ્લી રીતે કહું છું કે તું શુદ્ધ ચૈતન્ય **આત્માજ છો.** માટે ઉપર જણાવી ગયો તેમ તારો કોયડો ઉકેલી નિશ્ચય કરી આ મનુષ્ય જન્મનું સાર્થક કરી લેજે, તે સિવાય બીજા કોઈ પણ ઉપાય વડે જન્મમરણરૂપ સંસારસાગર તરી શકાય તેમ નથીજ.

**"गीता गीता गीता तागी तागी तागी"**

ઉપરના શબ્દનો એવો ઉદ્દેશ છે કે તું જન્મમરણાદિ સર્વ ધર્મો અને કર્મોથી અતીત છો અર્થાત્ ત્યાગી છો.

**शब्दानेव पठस्याहो तेषामर्थं च पश्यसि ।**
**शब्दपाठेऽर्थबोधस्ते संपाद्यत्वेन शिष्यते ॥**

માત્ર શબ્દોનો જ પાઠ ન કરતાં તેના અર્થને ગ્રહણ કરવો. કારણ કે શબ્દના અર્થની[1] સમજણ થવાથી કલ્યાણ થાય છે અર્થાત્ મોક્ષધર્મવાળા પોતાના આત્માની સમજણ પડે છે.

"અધિકારી ભેદ"

**ध्यानेनात्मनि पश्यंति, केचिदात्मानमात्मना ।**
**अन्ये सांख्येन योगेन, कर्मयोगेन चापरे ॥**

" કેટલાક ઉત્તમ અધિકારીઓ નિદિધ્યાસનની પરિપકવ અવસ્થાના બળથી પોતાની બુદ્ધિને, "**सर्वग्रहोपसशांतो स्वयमेवा वशिष्यते॥**" સર્વ પ્રતીતિ એટલે બહારના વિષયો અને પદાર્થોના આકારે પરિણામ નહીં પામવા દેતાં અન્ય વૃત્તિઓથી રહિત થએલી નિર્મળ બુદ્ધિવડે પોતાના આત્મામાં જ આત્માનો સાક્ષાત્કાર કરે છે. તેવા

---

૧ જેમ આપણો સંબંધી પરદેશથી લખે કે સિહોરના પેંડા મોકલજો એવું વાંચી પત્રને ફાઈલમાં નાખી પેંડાનું પારસલ કરી દઇએ છીએ. પરંતુ તે પત્ર દરરોજ વાંચવા એટલે પેંડા મંગાવ્યા છે, પેંડા મંગાવ્યા છે...એવું ગોખવા બેસતા નથી; તેવી જ રીતે સત્‌શાસ્ત્રો એ પરમાત્માના પત્રો છે, અને તેમાં લખેલી વસ્તુની શીઘ્ર ઓળખાણ કરાવનારા સત્‌પુરૂષોદ્વારા તે વસ્તુને જાણી સમજીને ગળે ઉતારવાનું અર્થાત્ નિશ્ચય કરવાનો છે, પરંતુ ગોખવાનું નથી. તેમ જ અનાત્મ કથા કથા કથા થાક થાક થાક અર્થાત્ વિરમવું એવી રીતે જાણી લેવું.

" **अंतर्मुखाहमित्येषा वृत्तिः कर्तारमुल्लिखेत** । " અર્થાત્ કર્તાને વિષય કરવાવાળી સ્વયંપ્રકાશ બ્રહ્માકારવાળી અવસ્થા છે.

" કેટલાક મધ્યમ અધિકારીઓ, " **सर्वग्रहत्यागोऽशक्यस्तर्हि धियं व्रज** " ઉપર મુજબ સર્વ પ્રતીતિનો ત્યાગ કરવા અશક્ત હોવાથી " **बहिर्मुखेदमित्येषा बाह्यं वस्त्विदमुल्लिखेत** ॥ " બહિર્મુખ એટલે બહારના વિષયો અને પદાર્થોમાં પ્રકૃતિ પુરૂષના વિવેકને યથાવિધિ સમજી તે તે વસ્તુના આકારે પોતાની બુદ્ધિમાં આત્માનો સાક્ષાત્કાર કરે છે.

" કેટલાક કનિષ્ઠ અધિકારીઓ ઈશ્વરાર્પણ બુદ્ધિથી વેદવિહિત કર્મોદ્વારા પોતાની બુદ્ધિને આત્માકાર કરી બુદ્ધિમાં આત્માનો સાક્ષાત્કાર કરે છે.

" **आत्मानात्माकारं स्वभावतोऽवस्थितं सदा चित्तम्** " ॥

મનુષ્યનું ચિત્ત સ્વાભાવિક રીતે આત્માકાર અને અનાત્માકાર એટલે જગદાકાર થયા કરે છે. અંતઃકરણની બે વૃત્તિ છે એક જગદાકાર એટલે નામરૂપ અનાત્માકાર અને બીજી આત્માકાર વા બ્રહ્માકાર, તેમાં અનાત્માકાર થતી વૃત્તિ બહિરવૃત્તિ કહેવાય છે. અને બ્રહ્માકાર થતી વૃત્તિ અંતર્વૃત્તિ કહેવાય છે. માટે અંતર્વૃત્તિનો અભ્યાસ રાખવો. " **यत्तदग्रेविषमिव परिणामेऽमृतोपमं** ॥ " અત્યંત આયાસથી સાધ્ય એક બ્રહ્મ સુખનો અભ્યાસ પ્રથમ તો પ્રસિદ્ધ વિષ સમાન જણાય છે, પરંતુ પરિણામે અમૃતતુલ્ય ફળ આપે છે.

મનનો સ્વભાવ અત્યંત ચંચળ છે પરંતુ એને વૈરાગ્યના આધારે બ્રહ્માભ્યાસના માર્ગે ચઢાવીએ, તો કેટલોક સમય પછી તે સ્થિર થાય છે. કારણ કે એ મનમાં એક ઉત્તમ ગુણ પણ રહેલો છે, તે એ કે એને જે વસ્તુનો ચટકો લાગે છે, તે સ્થાનમાં રહેવાને તે આકર્ષાય છે. એટલા માટે મનને આત્મસુખ તરફ જ વાળી દેવું.

" **योग** "–એટલે અપ્રાપ્તની પ્રાપ્તિ થવી, એટલે જીવ અને બ્રહ્મની ઐક્યતાની સમજણ થવી, અર્થાત્ હું આત્મા છું એવું જે સમજવામાં આવવું, તેનું નામ યોગ કહેવાય છે.

આત્માના સ્વરૂપનો નિશ્ચય તે જ્ઞાન અને ચિત્તની એકાગ્રતાવડે તે સ્વરૂપના અનુભવ વિષે આરૂઢપણું તે યોગ.

"**ક્ષેમ**"–એટલે વિક્ષેપ આદિ વિઘ્નોનો અભાવ, તેનું નામ ક્ષેમ ગણાય છે, સાક્ષાત્કારના પ્રકાર ઉપર મુજબ છે. જેટલો જેનો વેગ તેટલો અને તેવો તેને સાક્ષાત્કાર અતિતીવ્ર સંવેગવાળાને સુદૃઢ અને સુલભ યોગ ક્ષેમ થાય છે, મંદ હોય તેને મંદ થાય, અને જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધાદિ વિષયોમાં ફસેલા મૂઢ અજ્ઞાનીઓ અજ્ઞાનમાં જ આથડે છે.

**एष नित्यो महिमा ब्राह्मणस्य न कर्मणा वर्द्धते नो कनीयात ॥**

પોતાનો નિત્ય અને શુદ્ધ આત્મા કર્મથી વધતો નથી અને ઘટતો પણ નથી, એવું અત્યંત વિવેકી (બુદ્ધિમાન) જનોએ અર્થાત્ તત્ત્વજ્ઞોએ જાણેલું હોય છે. એવા સ્થિરજ્ઞાનવાળા જનોને વ્યવહારિક અને શાસ્ત્રવિહિત કર્મો સ્પર્શ કરી શકતાં નથી. " પરન્તુ તેવા પ્રકારની સમજણ વિનાના મનુષ્યો વાહ વાહ માટે અથવા સ્વર્ગાદિ કોઈ પણ પ્રકારની વાસનાથી જે જે **સકામ** કર્મો કરે છે તેવાં કર્મોવડે તો ઉત્પત્તિ, સંસ્કાર, વિકાર અને અનિત્યની પ્રાપ્તિ થાય એ ચારમાંનું એક બની શકે. પરન્તુ મોક્ષ તો ઉત્પન્ન થવાનો નથી, કારણકે મોક્ષ તો નિત્ય છે અને તેના માટે ફક્ત સમજણની જ જરૂર છે, એટલે શાસ્ત્રોપદેશનો જ અવકાશ છે.

**" जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः " ॥**

જેણે પોતાના આત્મસ્વરૂપને નિઃશંકતાથી જાણેલ છે, અને એવી રીતે ભગવાનના જન્મને જેણે જાણેલ છે, તે અજત્વ એટલે અજન્મપણાને તથા અકર્તૃત્વને અંતરમાં અવિચલ રાખીને દેહના સંબંધથી પ્રારબ્ધ પ્રમાણે કર્મ કરતો છતાં તે પુનર્જન્મને પ્રાપ્ત થતો નથી.

જેમ માળા ગળામાં પહેરેલી હોવા છતાં ફાંફાં મારવા મંડી પડે છે, (**બાલક બગલમાં ઔર ઢંઢેરા શહેરમાં**) તે તેની માળા સામો મનુષ્ય દેખાડી આપે છે, તે પ્રમાણે સર્વને સર્વદા પ્રાપ્ત જ

છે, પરન્તુ સ્વતઃ સિદ્ધ વસ્તુને વાસનાવાળા કર્મોથી શો ઉપકાર થવાનો ભલા !

જેમ પાક બનાવવાનાં તમામ સાધન (વસ્તુઓ) હોવા છતાં તેનું મુખ્ય સાધન અગ્નિ છે. તેમ કર્માદિક (ઢીંગલાં પોતીયાં) સાધનો હોવા છતાં મોક્ષનું મુખ્ય સાધન તો જ્ઞાન જ છે. માટે તેવા[1] જ્ઞાની જનોએઃ—

" **सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम्** " ॥

ઇન્દ્રિયોથી ન જાણી શકાય પરન્તુ બુદ્ધિથી ગ્રહણ થઈ શકે તેવું, માયાના વિલાસોથી રહિત અને નાશ વગરનું જે આત્મસુખ **તેને આનંદ શબ્દની** ઉપમા આપેલી છે. અર્થાત્ " **निर्द्वंद्वं परमं सुखं** ।" માયાના જોડકા અથવા દ્વંદ્વથી રહિત જે પરમ સુખ તેને **આનંદ** શબ્દની ઉપમા આપેલી છે. માટે ખરૂં સુખ અને ખોટું સુખ જાણવાની શક્તિ **વિવેકી** મનુષ્યોમાં હોય છે. માટે " **प्रतिबिंबित शाखाग्रफलास्वादनमोदवत्** ॥ " એવા મિથ્યા સુખનો ત્યાગ કરી નિજાત્મસુખના અનુભવમાં ઉતરવું; કારણ કે તેની પાસે જગતનાં બધાં સુખો તૃણ સમાન છે. જેમ અમૃતથી તૃપ્ત થયેલાને પાણીની જરૂર હોતી નથી; તેમ બ્રહ્મસુખનો અનુભવ કરનારને બીજું નિરસ લાગે છે. માટે " **भो साधो क्षणभंगुरे तदितरे भोगे रतिं मा कृथाः॥**"

" **नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति** " ॥

હું આત્મા જ છું એવી સમજણવાળા મનુષ્યની દુર્ગતિ થતી નથી, કારણ કે બ્રહ્મમાર્ગમાં એટલે મારો આત્મા અને બ્રહ્મ એકજ વસ્તુ છે એવા પ્રકારની સમજણના પ્રયત્નનો એક અંશ પણ નિષ્ફળ જતો નથી. વધારે તો શું કહું ? પણ એ સંબંધી વિચાર કર્યો હોય તો તેમાં જ મોટું શ્રેય છે. કારણ કે " **स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्** ।" આત્મધર્મ થોડો પણ પાળવામાં આવ્યો

---

૧ कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः ।

હોય તો પણ મહાન ભયથી બચાવે[1] છે; કારણ કે બોધની સ્મૃતિ નષ્ટ થતી નથી.

**नित्यानुभवरूपस्य को मे वाऽनुभवः पृथक् ।**
**कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव निश्चयः ॥**

એક શિષ્ય પોતાના ગુરૂ પ્રત્યે કહે છે, કે આ મનુષ્ય જન્મ પામીને આપની કૃપાવડે જે કરવા યોગ્ય એટલે જે સમજવાનું હતું તે હું સમજ્યો, અર્થાત્ જે પ્રાપ્ત કરવાનું હતું તે મેં પ્રાપ્ત કર્યું; તે એ કે હું જીવ નથી, પરન્તુ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ ત્રણે અવસ્થાના સુખ દુ:ખાદિ દ્વંદ્વો અને તેના અનુભવને જાણવાવાળો ચૈતન્ય આત્મા હું છું. માટે એવી રીતે તું પણ તારો નિશ્ચય કર.

**नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च ।**
**यो नस्तद्वेद नो न वेदेति वेद च ॥**

જેમ કુવામાં પડેલો દાગીનો કાઢવાવાળા મનુષ્યને અંદર દાગીનો મળવા છતાં બોલી શકાતું નથી, તેમ હું બ્રહ્મને સારી રીતે જાણું છું એમ પણ નહીં, તથા નથી જાણતો એમ પણ નહીં, અર્થાત્ જે જાણે છે તે એવી રીતે જાણે છે કે; હું જાણતો નથી અને જાણું પણ છઉં અને તેવા પ્રકારની સમજણવાળો મનુષ્ય "**विद्वान्भवति नातिवादी ।**" વિદ્વાન ગણાય છે અને પ્રસંગ વગર તે કોઈની સાથે વિતંડા કે વિવાદ કરતો નથી. "**पंडिताः समदर्शिनः ।**" આત્મસ્વરૂપને જાણનાર સમદર્શી હોય છે. "**न तु समवर्तिनः ।**"

**तस्य न कृताकृते तपतः ।**
**लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥**

તે મનુષ્યને કરેલું પાપ તથા નહીં કરેલું પુણ્ય તપાવતાં નથી, તથા જળથી જેમ કમળપત્ર લેપાયમાન થતું નથી તેની પેઠે પુણ્ય

---

૧ "શુચીનાં શ્રીમતાં ગેહે યોગભ્રષ્ટ: અભિજાયતે.
અથવા યોગિનામેવ કુલે ભવતિ શ્રીમતામ્.

પાપરૂપ સર્વ કર્મોથી લિપ્ત થતો નથી. અને "**देहविलयसमये लभते च मोक्षं ।**" શરીરનો નાશ થતાં તે વિદેહ કૈવલ્ય અર્થાત્ મોક્ષને જ પામે છે. પરન્તુ મૂર્ખાઓની પેઠે માતાના ગર્ભમાં આવતો નથી.

જેમ તપાવેલો લોઢાનો ગોળો ચોરનારના હાથ બળે છે, અને ચોરી ન કરવાવાળાના હાથ બળતા નથી. તેવી રીતે જ્ઞાનીને પોતાના મૂળસ્વરૂપનું જ્ઞાન હોવાથી મુક્ત થાય છે, અને અજ્ઞાની મિથ્યા દેહાદિકમાં આત્મબુદ્ધિમાની શરીરને ધારણ કરે છે.

**अभावना वा विपरीत भावना ।**
**सम्भावना विप्रतिपत्तिरस्या ॥**

જેમ વાહનમાં બેઠેલા માણસને ધધડાટ, આંચકા, ધૂળ, પવન વિગેરે ઝપાટા લાગે છે તથા આજુબાજુનાં ઝાડો સ્થિર હોવા છતાં ફરતાં જણાય છે. તેમ સંસારી જ્ઞાની[1] મનુષ્યને પણ ઘણા કાળના અભ્યાસને લીધે કોઈ કોઈ સમયે "**अभावना।**" એટલે સંશય જેવું. "**विपरीतभावना**" એટલે દેહાભ્યાસ. અને "**असंभावना**" એટલે અભાવ તથા "**विपर्यय**" એટલે વિક્ષેપ શક્તિ અર્થાત્

**संसर्गयुक्तं न विमुञ्चति ध्रुवं ।**
**विक्षेपशक्तिः क्षपयत्यजस्रम् ॥**

પ્રપંચના વ્યવહારવાળી માયાની વિક્ષેપ શક્તિ ડામાડોળ કરાવે છે. પરન્તુ તેનું "**ध्रुव**" એટલે જ્ઞાન નષ્ટ થતું નથી.

**छाया प्रत्याह्वयाभासा ह्यसन्तोऽप्यर्थकारिणः ।**
**एवं देहादयो भावा यच्छन्त्यामृत्युतो भयम् ॥**

જેમ છાયા, પડછંદા, અને રજ્જુમાં દેખાતા સર્પ વિગેરે ખોટા છે; છતાં પણ તે ભય વિગેરે આપે છે. તેમ દેહાદિક પદાર્થો પણ

---

૧ સંસારી જ્ઞાની (ગૃહસ્થાશ્રમી) ગુપ્ત યોગીમાં ગણાય છે. કારણકે; જ્ઞાન સ્વસંવેદ્ય હોવાથી બીજા મનુષ્યો પોતાની બુદ્ધિ પ્રમાણે જુવે છે. તેમજ તેને ઓળખવાનું કામ પણ કઠીણ છે.

મિથ્યા છે; છતાં પણ તેઓ જ્યાં સુધી લય પામ્યા નથી, ત્યાં સુધી ભય આપે છે.

જેમ બાળક પોતાનો પડછાયો ભાળીને પોતે જ ડરી જાય છે અને મીથ્યા આભાસરુપ પડછાયો જેમ પોતાના શરીરના આધારે છે; તેમ આ સ્થુળ અને સુક્ષ્મ શરીર પણ તારી છાયા છે, એમ જાણવું. અને જેમ પાણીમાં પોતાના પડછાયાને જોનાર પોતે સંદેહ રહીત તે પડછાયાને જુદો જાણે છે, તેમ પોતાના આત્માને સંદેહ રહીત જુદો જાણવો.

જેમ સર્પની સાથે અચાનક ભેટભેટા થઇએ અને સર્પ ચાલી જાય, તો પણ હ્રદયમાંનો ધબકારો તો ધીમેધીમે જ શાન્ત થાય છે. તથા ઝાંઝવાનાં જળ મિથ્યા પ્રતીતિમાત્ર છે, એવો દ્દઢ નિશ્ચય હોય છે; પરન્તુ તે ઝાંઝવાના જળની પ્રતીતિ એટલે દેખાવ નષ્ટ થતો નથી, માત્ર સમજણથી તેનો બાધ જ થાય છે, તેવી રીતે તારા શુધ્ધ સ્વરૂપ આત્મામાં માયા અને તેના કાર્યોનો જ્ઞાન એટલે સમજણથી અલૌકિક રીતે બાધ જ થાય છે, એવો સિદ્ધાન્ત છે.

હું આત્મા છું એવી સમજણવાળો મનુષ્ય જ્ઞાની ગણાય છે; અને તેવી સમજણ વગરનો મનુષ્ય અજ્ઞાની ગણાય છે. તથા જ્ઞાની અને અજ્ઞાનીના સામાન્ય કર્મો પણ એક સરખાં જ હોય છે; પરન્તુ માત્ર સમજણમાં જ ફરક હોય છે.

જ્ઞાન શરીરનું વિઘાતક નથી પરન્તુ શરીરના કર્મો અને તેમાં કર્તા–ભોક્તાદિપણાવાળી જે બુદ્ધિ તેનું વિઘાતક છે. જેમ ગર્ભિણી સ્ત્રી મરી જતાં તેના ગર્ભનો પણ નાશ થઈ જાય છે, તેમ જાણવાની વસ્તુ જે સ્વયંપ્રકાશ આત્માની સમજણ થવાથી સર્વ કર્મો ક્ષીણ થઈ જાય છે. જેમ શેકેલા બીજો વૃક્ષ કે ફળ ઉત્પન્ન કરી શકતાં નથી; તેમ "**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥** જ્ઞાનીના સર્વ કર્મો હું બ્રહ્મ છું એવા પ્રકારની સમજણરૂપી અગ્નિથી

નામરુપ પ્રપંચની બાધરુપી ભસ્મ થાય છે કે તે ભસ્મનો પણ પત્તો મળતો નથી. અર્થાત્ પુનર્જન્મ ફ્લોત્પત્તિથી રહીત હોય છે.

જેમ વૃક્ષને ફળ આવ્યા પછી ફુલો પોતાની મેળે જ ખરી પડે છે, તેમ જ્ઞાનીનાં કર્મો ક્ષીણુ થાય છે. જેમ છોકરાઓ દાઇના ઘોડાની રમત રમે છે તેમાં જે છોકરો દાઇને અડકી જાય છે તેને માથે દા આવતો નથી અને મુક્ત થઇને ફરે છે; તેવી રીતે જે મનુષ્યને દાઇરૂપી પોતાના અસંગ આત્માની સમજણુ થાય છે, તેને પુનર્જન્મરૂપી દા આપવા પડતો નથી.

**व्यवहारो लौकिको वा शास्त्रीयो वाऽन्यथाऽपि वा ।**
**ममाकर्तुरलेपस्य यथाऽऽरब्धं प्रवर्तताम् ॥ पंचदशी**

લૌકિક અથવા શાસ્ત્રીય તથા કોઈ દુર્નિવાર્ય કારણુને લીધે અપવાદરૂપ નિષિદ્ધકર્મ વ્યવહારથી હું જે આત્મા સદા અક્રિય અવિકૃત અને પાપ પુણ્યાદિ કર્મ અકર્મથી રહિત છું, તેને કશી હાની થવાની નથી, એવો જ્ઞાનીનો નિશ્ચય હોય છે.

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ॥**

**स्मृति** ÷ જે પુરુષ દેશકાલ વસ્તુ પરિચ્છેદથી રહિત એવા પોતાના આત્માને અહં બ્રહ્માસ્મિ કરીને પોતાનો અભેદ જાણે છે; તથા સત્વ, રજ, તમ ત્રણુ ગુણો સહીત માયા પ્રકૃતિને મિથ્યા જાણે છે એવો વિદ્વાન પુરુષ પ્રારબ્ધકર્મના બળથી સર્વ પ્રકારે વર્ત્તમાન હોવા છતાં પુનઃ જન્મને પ્રાપ્ત થતો નથી.

**न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।**
**सत्वं प्रकृतिजैर्मुक्तं यदेभिःस्यात्त्रिभिगुणैः ॥ गी० १८-४०**

પ્રકૃતિના ત્રણુ ગુણોથી છુટેલો એવો કોઇ પણુ પ્રાણી સર્વ પૃથ્વી પર આકાશમાં અને દેવલોકમાં પણુ નથી. "**नह वै सशरीरस्य प्रियाप्रिय योरत्यन्तमुपहतिरस्ति**" ॥ **श्री श्रुतिः** શરીરધારીમાં દેવતાઓ અને ઋષિઓને પણુ શિષ્ટાનુગ્રહ, દુષ્ટનિગ્રહ વગેરે કરવા માટે અલ્પ રાગદ્વેષથી અસદાચરણુ કરવાં પડે છે.

જેમ પર્વતના શિખર ઉપર પડેલા વરસાદનું પાણી પર્વતોમાં દોડે છે, તેવી રીતે અચળ આત્મા શરીરાદિ ધર્મોથી પૃથક્ હોઇને તેને પ્રાપ્ત થાય છે, ઇતિ.

**अग्निहोत्राणि वेदाश्च राक्षसानां गृहे गृहे ।**
**दया सत्यं च शौचं च राक्षसानां न विद्यते ॥**

વેદોનું ભણવું, ભણાવવું ઈત્યાદિ અધ્યયન તથા અગ્નિહોત્રાદિ કર્મકાંડ રાક્ષસો પણ કરતા હતા, પણ દયા, સત્ય, અને મનની નિર્મળતાથી રહિત હતા. " એક છોકરીએ પાણી ભરીને ઘેર આવ્યા પછી પોતાની માતાને જણાવ્યું કે રસ્તામાં મારી બંગડી પડી ગઈ છે તે હવે પાછી મળશે કે ? માતાએ જણાવ્યું કે પૂર્વ પુણ્યના બળે જેના અંતઃકરણમાં નીતિ અને વિવેકરૂપી ધર્મ જાગ્રત હશે તેવા માણસના હાથમાં ગઈ હશે તો જરૂર મળશે. પરન્તુ કોઇ શુષ્ક વેદાંતીના હાથમાં આવી હશે તો નહીં મળે, કારણકે તેઓ એમજ માની બેસે છે કે મારા પ્રારબ્ધનું–નશીબનું હતું. આવા પ્રકારની જે સમજણ તે વેદાન્તજ્ઞાન નથી, પરન્તુ પાખંડ છે; સારાંશ કે જ્ઞાનીના અંતઃકરણમાં વિહિત અને નિષિદ્ધકર્મ, તથા ધર્માધર્મ, નીતિ, અનીતિ વગેરે સર્વ પ્રકારનો વિવેક જાગ્રત જ હોય છે.

**शास्त्रार्थस्य समाप्तत्वान्मुक्तिः स्यात्तावतापिते ।**
**रागादयः संतुकामं न तद्भावोऽपराध्यते ॥**

વેદાન્ત શાસ્ત્રનાસારરૂપ જીવ અને બ્રહ્મની ઐકયતા–એકત્વપણું સમજવાથી મુક્તિની પ્રાપ્તિ થાય છે. સંસારી મનુષ્યને ક્વચિત્ બાધિતાનુવૃત્તિ કરી દેહાભિમાન તથા રાગદ્વેષાદિ સંભવે છે; પરન્તુ તેના વિદ્યમાન છતાં તે મનુષ્યને મુક્તિમાં કશો વાંધો નથી.

**रागद्वेषौ मनोधर्मौ न मनस्ते कदाचन ।**
**निर्विकल्पोऽसि बोधात्मा निर्विकारः सुखं चर ॥**

સારાંશઃ–રાગદ્વેષ મનના ધર્મ છે પરન્તુ તારા આત્માના નથી, તથા શરીર અને મનની સાથે તારો કલ્પિત સંબંધ છે, અર્થાત્ કોઈ

પણ પ્રકારનો સંબંધ નથી, અને જાણવું કે મનના મિથ્યારૂપ જે સંકલ્પ વિકલ્પ તેને વંધ્યાપુત્ર સમાન જાણવા, અથવા સમજી લેવાથી મનનો નાશ અથવા ત્યાગ થશે. કારણકે મિથ્યા વસ્તુનો બીજે કોઈપણ પ્રકારે નાશ અથવા ત્યાગ થઈ શકતો નથી. અને તું વિકારરહિત જ્ઞાન સ્વરૂપ અને તેને જાણવાવાળો સુખરૂપ દૃષ્ટા માત્ર જ છો.

**मोक्षो विषयवैरस्यं बन्धो वैषयिको रसः ।**
**एतावदेव विज्ञानं यथेच्छसि तथा कुरु ॥**

વિષયોમાં આસક્ત થવું તેનું નામ બંધન છે, અને વિષયોથી વિરામ પામવું તેનું નામ મોક્ષ છે; ગુરૂ અને વેદાન્ત શાસ્ત્રથી માત્ર એટલુંજ જાણવાનું છે. માટે તને જેમ ઠીક લાગે તેમ કર. " **मुक्तिः क्वापि न मुक्तिरस्त्यभिमता काप्यस्ति मुक्तिर्न** " । ભોગ વિલાસ વાળા સ્થળમાં મુક્તિ હોતી નથી, અને મુક્તિના સ્થળમાં ભોગ વિલાસ હોતો નથી, જેમ અનિરૂદ્ધ સ્વપ્નની ઉષામાં ફસાઈને નિરૂદ્ધ થયો એટલે બંધનને પામ્યો, હરિ:હરના ઝગડા થયા છતાં છૂટી શક્યો નહીં.

**मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥**

શીત, ઉષ્ણ, સુખ અને દુઃખ આપવાવાળા જે પદાર્થ તેનું પરિણામ ઇન્દ્રિયો ઉપર થાય છે, અને ઉત્પત્તિ અને નાશવાળા છે, ચિરકાળ રહેનારા નથી માટે ધીરજથી સહન કર.

**एते ज्वराः शरीरेषु त्रिषु स्वभाविका मताः ।**
**वियोगे तु ज्वरैस्तानि शरीराण्येव नासते ॥**

ગુણો એ **પ્રતીતિઓ** અથવા જ્વરો શરીરોની સાથે જ ઉત્પન્ન થાય છે અને સ્વાભાવિક છે, અને જે સ્વાભાવિક હોય તેનો વિયોગ શી રીતે સંભવે ? તો શરીર રહી શકે નહીં.

**विज्ञातब्रह्मतत्त्वस्य यथापूर्वं न संसृतिः ।**
**अस्ति चेन्न स विज्ञातब्रह्मभावो बहिर्मुखः ॥**

જેણે બ્રહ્મ સ્વરૂપને અનુભવ્યું છે તેની અજ્ઞાન દશાના જેવી વિષયોમાં આસક્તિપૂર્વક પ્રવૃત્તિ થતી નથી, અને આસક્તિપૂર્વક પ્રવૃત્તિ થાય તો તેણે બ્રહ્મસ્વરૂપને જાણ્યું જ નથી પણ બાહ્યદષ્ટિવાળો છે.

**पूर्णबोधे तदन्यो द्वौ प्रतिबद्धौ यदा तदा ।**
**मोक्षो विनिश्चितः किंतु दृष्टदुःखं न नश्यति ॥**

જે મનુષ્યને પોતાના અસંગ આત્માની યથાર્થ રીતે સમજણ થએલી હોય, પરન્તુ કોઈ પાપ પારબ્ધના બળથી વૈરાગ્ય અને ઉપરતિ ન હોય, તો પણ તે મનુષ્યને વિદેહ મુક્તિ અવશ્ય મળે છે. પરન્તુ દષ્ટ દુઃખ મટતું નથી.

**धर्माधर्मौ सुखं दुःखं मानसानि न ते विभो ।**
**न कर्ताऽसि न भोक्ताऽसि मुक्त एवासि सर्वदा ॥**

(૧) ધર્મ, અધર્મ, સુખ, દુઃખ કર્તાપણું-ભોક્તાપણું ઈત્યાદિ બધા મનના સંકલ્પ માત્રજ છે. અને (૨) ત્રણે કાળમાં તારો તેની સાથે લેશપણ સંબંધ નથી. પરંતુ (૩) તું તો મનનો સાક્ષી અને દૃષ્ટા આત્મવસ્તુજ છો. અને સર્વદા મુક્તજ છો એટલે તને ઉપરના ધર્મો શી રીતે (૪) લાગુ પડી શકે? અર્થાત્ નિર્લેપ વસ્તુ આત્મા કદાપિ પણ લેપાયમાન થતોજ નથી. પરન્તુ "**अहंकार विमूढात्मा कर्ताऽहमिति मन्यते**,"—જે મનુષ્યને પોતાના શુદ્ધ ચૈતન્ય આત્માની સમજણ થએલી હોતી નથી તેઓનાં કર્મો નાશ પામી શકતાં નથી. કારણકે તેના કર્તાપણાનું અભિમાન[1] હોય છે એટલે જન્મ મરણને પ્રાપ્ત થાય છે, તથા કર્માનુસાર ફલને[2] ભોગવે છે. વાસનાવાળા મનુષ્યને કર્મરૂપી ખેપીઓ પ્રાણની સાથે ગમન કરાવે છે; પછી કયારેક ઉપર અને કયારેક નીચે ભટકે છે.

---

૧ અહં-કાર, તેમાં અહં એટલે હું; અને કાર એટલે કર્તા છું. અર્થાત્ હું કર્મનો કર્તા અને તેના ફળનો ભોક્તા છું. એવું જે માનવું તેનું નામ અહંકાર.

૨ क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ॥

**बंधाभिमानी बद्धो हि मुक्ताभिमानी मुक्तः ॥**
**स्वस्वनिश्चयो बद्धो मुक्तोऽहं चेति मन्यते ॥**

જે મનુષ્ય પોતાના અંતઃકરણમાં જેવો નિશ્ચય કરે છે તેવા પ્રકારની તેને ફળસિદ્ધિ થાય છે. બંધ માનવાવાળાને બંધ પ્રતીત થાય છે, અને જે મનુષ્ય પોતાના અસંગ નિર્વિકાર, નિરાકાર આત્માની સમજણરૂપી શ્રદ્ધાથી પોતાને મુક્ત માનવાવાળો હોય છે તે મુક્ત જ થાય છે. કારણ કે; "**ज्ञानीनो विपरितोस्मा निश्चय** ॥" જ્ઞાની પુરૂષોનો નિશ્ચય અજ્ઞાની પુરૂષોના નિશ્ચયથી કેવલ ઉલટા પ્રકારનો હોય છે.

**पुंखानुपुंख विषये क्षण तत्परोऽपि ।**
**ब्रह्मावलोकन धियं न जहाति योगी ॥**

ભાવાર્થઃ—જેમ પાણી ભરીને આવતી સ્ત્રીઓની ટોળી પરસ્પર વાતો કરે છે, ચોતરફ અવલોકે છે, હસે છે, તેમજ અનેક તરેહની ચેષ્ટાઓ[1] કરતી હોવા છતાં તેમનું દૃષ્ટિબિંદુ એટલે વૃત્તિ દરેક વખતે બેઢા ઉપર જ હોય છે. તેમ દૃઢ અપરોક્ષ જ્ઞાનવાન મનુષ્ય પ્રારબ્ધ પ્રમાણે સંસારના વિષયોમાં રમણ કરતો દેખાતા છતાં, તેમના મનમાં ઉપર મુજબ આત્માનો જ પ્રત્યય હોય છે.

" **परा यया तदक्षरमधिगम्यते** ॥

જે પ્રમાણ અને યુક્તિવડે અવિનાશી બ્રહ્મ સમજવામાં આવે, અર્થાત્ પોતાના નિર્મળ આત્માની સમજણ એટલે "જ્ઞાન" થાય તેને પરાવિદ્યા કહે છે. તથા હું આત્મવસ્તુ જ છું એવા પ્રકારની જે રસ્તે અથવા જે યુક્તિઓ વડે સમજણ થાય તેને જ વિવેક તરીકે ગણવામાં આવે છે, અને તેવા પ્રકારના મુખ્ય વિવેકના દૃષ્ટાંતો અગાઉ લખી ગયો છું તે ખૂબ ધ્યાનમાં રાખજે ભાઈ!

---

१ जल्पंति सार्द्धमन्येन पश्यंत्यन्यं सविभ्रामाः ।
हृदये चिंतयं त्वन्यं न स्त्रीणामेकतो रतिः ॥ भारत

मायामेघो जगन्नीरं वर्षत्वेष यथा तथा ।
चिदाकाशस्य नो हानिर्न वा लाभ इति स्थितिः ॥

આત્મજ્ઞાન વડે બાધ પામેલ આ માયારૂપ મેઘ, નામરૂપાત્મક જગદ્રુપ પાણી તેને જેમ ઠીક લાગે તેમ ભલે વરસો. પરન્તુ તે વડે મને ચેતનરૂપ આકાશને કાંઈ પણ હાનિ થતી નથી, અથવા કાંઈ લાભ પણ થતો નથી. એવી વાસ્તવિક સ્થિતિ છે. **મિથ્યામાંથી મિથ્યા ઉભું થયું તેમાં બંધાવાનું શું?** અર્થાત્ વિવેકીનો એવો નિશ્ચય હોય છે.

ज्ञानं विवेको निगमस्तपश्च प्रत्यक्षमैतिह्यमथानुमानम् ।
आद्यन्तयोरस्यय देव केवलं कालश्च हेतुश्च तदेव मध्ये ॥

જ્ઞાનનેજ વિવેક જાણવો અને તે સમજણ વેદ, ગુરૂનો ઉપદેશ, અને પોતાનો જાતિ અનુભવ આટલાં સાધનો વડે થાય છે. આ જગતના આદિમાં અને અંતમાં જે છે, તે અત્યારે મધ્યમાં પણ અનેક નામરૂપનો[1] આકારે પ્રતીત થાય છે.

अर्केचेन्मधुर्विदेत को विद्वान् पर्वतं व्रजेत् ।
अयत्नेनार्थसंसिद्धौ को विद्वान् यत्नमाचरेत् ॥

---

૧ જે નામરૂપાત્મક જગત્ બ્રહ્મનું જ સ્વરૂપ છે પણ તે વિવર્ત હોવાથી તેને માયા કહેલી છે. તે માયા સત્ પણ નથી અને અસત્ પણ નથી. અર્થાત્ ભગવતી શ્રુતિએ શ્રોતાનું હિત કરવા માટે નિરંશ બ્રહ્મમાં અંશની મિથ્યા કલ્પના કરીને કહ્યું છે કે; વ્યવહાર દ્રષ્ટિવાળાને સત્ય, જ્ઞાન દ્રષ્ટિવાળાને મિથ્યા, અને યુક્તિ દ્રષ્ટિવાળાને અનિર્વચનિય કહી છે.

" प्रत्यक्षेणानुमानेन निगमेनात्मसंविदा ॥

" आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा ॥

જે વસ્તુ આદિમાં અને અંતમાં ન હોય તે વસ્તુ વર્તમાનમાં પણ મિથ્યા પ્રતીતિ માત્ર જ હોય છે. અર્થાત્ માયા વિષે કાંઇ પણ કહેવું તે ગંધર્વ નગરમાં મૃગજળની પરબ બેસાડવા જેવું છે, તથા પોતાની છાયાનું માથું ફોડી લોહી કાઢવા જેવું છે, પરન્તુ ભ્રમ એ જ માયાનું મૂળ છે અને ભૂલ એનાં ફળ છે.

આ શરીરરૂપી ગૃહમાં આત્મારૂપી મધ મળે, તે મનુષ્યને આત્માની પ્રાપ્તિ માટે પર્વતોમાં શા માટે જવું જોઇએ? કારણકે કાંઈ પણ પ્રયત્ન વિના પ્રાણીમાત્રને પોતાનો સિદ્ધ આત્મા હાજર હજુર વિદ્યમાનજ છે. પરન્તુ તે શુદ્ધાત્માજ હું છું એવા પ્રકારની સમજણની આવશ્યકતા છે.

**नारायणोऽहं नरकान्तकोऽहं पुरान्तकोऽहं पुरुषोऽहमीशः ।**
**अखंडबोधोऽहमशेषसाक्षी निरीश्वरोऽहं निरहं च निर्ममः ॥**

હું ક્ષીર તત્ત્વ સમુદ્રશાયી નારાયણ છું,–નરકાસુર એટલે શરીરાદિ અવિદ્યાનો વિઘાતક છું, ત્રિપુરદૈત્ય એટલે જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ ત્રણે અવસ્થાને જાણવાવાળો અને **બાધરૂપી નાશ** કરવાવાળો છું. સર્વનો સાક્ષી છું, અખંડ બોધરૂપ હું સ્વતંત્ર અને અહંતા મમતાથી રહિત છું.

**तापकस्त्वं तयोर्विद्वानुपेक्षानुष्टितत्वयोः ।**
**आत्मानं प्रीणयन् बोधात्सुद्रढीकुरुते धियम् ॥**

ભાવાર્થ:—ધર્મ અને અધર્મ ભયનાં કારણ છે અને તે પ્રત્યેક અનાત્મજ્ઞ એટલે અજ્ઞાનીને અતિશય સંતાપે છે, પરન્તુ જ્ઞાનીને કાંઇ કરી શકે નહીં. તે ધર્મ અને અધર્મની ક્રમે ઉપેક્ષા, અને અનુષ્ઠાન, તે પરત્વે તાપકપણું હોય છે; એમ જાણનાર જ્ઞાની મનુષ્ય આત્મજ્ઞાન વડે પોતાને તૃપ્ત અને **બલયુક્ત** કરીને **બુદ્ધિને** અતિશય દ્રઢ કરે છે.

**न धावति जनाकीर्णं नारण्यमुपशांतधीः ।**
**यथा तथा यत्र तत्र सम एवावतिष्टते ॥**

તત્ત્વવિદ્ મનુષ્ય ઇચ્છાપૂર્વક લોકોના સમૂહોમાં તથા અરણ્યમાં જવાની ઇચ્છા કરતો નથી, પરન્તુ જ્યાં જેની રીતે હોય ત્યાં તેવી રીતે શાંતિપૂર્વક આત્મામાં સ્થિતિ કરે છે.

**यस्माद्वाचो निवर्तंते अप्राप्य मनसा सह ।**
**यन्मौनं योगिभिर्गम्यं तद्भवेत्सर्वदा बुधः ॥**

મન સહિત વાણીઓ જે બ્રહ્મને વિષય નહીં કરીને જેનાથી પાછી ફરે છે તે બ્રહ્મરૂપ મૌન; અને તે **મૌન બ્રહ્મ** યોગીઓ વડે સેવવા યોગ્ય છે. માટે **વિવેકી** સર્વદા તેનું અનુસંધાન કરે તો તે રૂપ થાય. કારણ કે; "**प्रत्यग्दृशां विमोक्षाय निर्बंधाय पराग्दृशां॥**"

**શુષ્ક જ્ઞાનીનો એક દ્રષ્ટાંત**—સમાન ઉમ્મરની બે ગોઠણુ એટલે બેનપણીઓ હતી, તેમાં એક સદાચરણી એટલે સંયમી, અને બીજી દુરાચરણી હતી. હવે પેલી સદાચરણી તેને અનેક વખત દુરાચરણુ છોડવા વિનવે છે—સમજાવે છે, પરન્તુ દુરાચરણુને જ સદાચરણુ માની બેઠેલ તે છોકરીએ સદાચરણીનું બોલવું માન્યું નહીં. એક દિવસે એક મહાત્મા વેદાન્ત શ્રવણુ કરાવતા હતા ત્યાં પેલી બંને સખીઓ ગઈ અને કથાના શબ્દો "**एकमेवाद्वितीयं।**" એટલે સજાતીય, વિજાતીય, તથા સ્વગતભેદ રહિત સર્વ એક બ્રહ્મજ છે અને બ્રહ્મમાં ભેદ જેવું કંઈ નથી. એવું સાંભળી પેલી દુરાચરણી છોકરી બહુ બહુ ખુશી થઈ, અને મહાત્માની તથા કથાની સ્તુતિ એટલે વખાણુ કરવા લાગી, અને પેલી સદાચરણી છોકરીને કહે છે કે હે સખિ:—

**ब्रह्मैव सत्यमखिलं न हि किंचिदन्यत् ।**
**तस्मान्न मे सखि परावरभेदबुद्धिः ॥**
**जारेऽथवा निजवरेऽपि समानुरागो ।**
**व्यर्थैव लोकमसतीति कदर्थयन्ति ॥**

પરબ્રહ્મ પરમાત્મા સત્ય છે, આ સર્વ જગત બ્રહ્મરૂપ છે, અને પરમાત્માથી કાંઈ પણુ જુદું નથી; જાર પુરૂષ અને મારો પતિ મને બેઉમાં સમાન પ્રેમ છે. મારી ભેદબુદ્ધિ મટી ગઈ છે. લોકો ફોગટીઆ છે કે મને અસતી કહે છે મારી વ્યર્થ નિંદા કરે છે મને તો બ્રહ્મજ્ઞાન[1] થઈ ગયું. આવા શબ્દો સાંભળીને પેલી સદાચરણી છોકરી બોલી કે હે બહેન! આવા પ્રકારનું તારૂં જ્ઞાન તને મુબારક હો, તેવા જ્ઞાનને મારા સો સો ગજના નમસ્કાર છે. મારે તેવી સમજણુ જોઈતી

---

૧ [ ભ્રમજ્ઞાન ]

નથી એમ કહીને ચાલી ગઈ. આવા મનુષ્યોને પાખંડીની ઉપમા આપેલી છે.

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ॥**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥**

કદાચિત્ તું સર્વ પાપીઓ કરતાં પણ અધિક પાપી હોઈશ તો પણ તારા અસંગ અને અક્રિય આત્માની દૃઢ સમજણથી જરૂર તરી જઈશ.

**न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।**
**न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ।**

નિરોધ પણ નથી, ઉત્પત્તિ પણ નથી, કોઈ બંધાયલો પણ નથી, તેમ કોઈ સાધક પણ નથી—આવી રીતની બુદ્ધિની સ્થિતિને પરમાર્થ બુદ્ધિ કહેવામાં આવે છે તથા બ્રાહ્મી સ્થિતિ પણ ગણાય છે.

**अन्तःकरणसंभिन्नबोधः स त्वंपदाभिधः ॥ भ. शां.**

આત્મા મન વાણીનો વિષય ન હોવાથી દૃઢ મનુષ્યનું મન આત્મા માટે પ્રવૃત્ત થાય નહીં એવી રીતે અંતર બહિર પ્રવૃત્તિથી રહિત થએલું મન લાકડા વગરના અગ્નિની માફક પોતાના અધિષ્ઠાનરૂપ કારણમાં લય થાય છે. એટલે કે; તદ્રૂપ ન થતાં બ્રહ્મને જેઓ ભિન્ન માને છે, અર્થાત્ ભિન્નતાથી જાણે છે તેઓ બ્રહ્મ થવાની યોગ્યતાને પામેલા છે.

**बंधमोक्षदशाहीना द्वित्वैकत्वविवर्जिता ।**
**सर्वैव ब्रह्मसत्तेयमित्येषा परमार्थता ॥**

બંધ મોક્ષ દશાથી રહિત તથા દ્વિત્વથી કે એકત્વથી અત્યંત વર્જિત એવી બ્રહ્મસત્તા જ સર્વ છે એ પરમાર્થ બુદ્ધિ ગણાય છે, અર્થાત્ જે વખતે દ્વૈત અને અદ્વૈત એવી ભાવનાવાળી ઉર્મિયો શાન્ત પડી જાય અર્થાત્ ગલિત થઈ જાય એવી સ્થિતિ અથવા અંતઃકરણની અવસ્થા તેને સાક્ષાત્કાર કહેવામાં આવે છે.

**मैवं ब्रह्मात्मैक्य एवैकं मोक्षकारणम् ।**
**ऐक्यदर्शी मुच्यतेऽतो भेददर्शी न मुच्यते ॥**

કેવળ બ્રહ્મ અને આત્માના એકત્વનો બોધ જ મોક્ષનું કારણ છે માટે તે બંનેનું ઐક્ય જાણનાર મુક્ત થાય છે, અને પોતાને તેથી જુદો માનવાવાળા મુક્ત થતા નથી. જેમ એક જ ઠૂંઠું એક માણસને ચોર રૂપે ભાસવાથી તેને ભય થાય છે, બીજાને ઠુંઠા રૂપે ભાસવાથી તે નિર્ભય થાય છે, તેમ તત્ત્વબોધ નિર્ભયપણાનું કારણ છે.

કોઈ જ્ઞાનીના હાથે અનાચાર થવા વિષેનું ઉદાહરણ ક્વચિત્ મળી આવે છે. પણ તે અપવાદરૂપ જ હોય છે અને તે અપવાદનો "**दोग्धा गोपालनंदनः** ( ભગવાન બે ગધેડા રાખતા હતા એવો ખોટો અર્થ કરી ) શબ્દનો જ્ઞાનીઓ નિરંતર ખોટો લાભ લેવા મંડી જાય છે, એવાઓને મહદ્ પુરૂષોએ **પાખંડીની** પદવી આપેલી છે. તેમ બનવાનું કારણ અનધિકારી મનુષ્ય વેદાન્તનું શ્રવણ કરવાથી તેના હિતકારી કર્તવ્યનો સદંતર અભાવ થઇ શુષ્ક બની જાય છે. માટે મુમુક્ષુએ નીચે જણાવેલી બાબતને ભુલી જવી નહીં.

અ. ભલા આપ વિશેષે કરીને કઇ બાબતનો વિચાર કરો છો ?

બ. શાન્તિના સમયે આપનો જીવાત્મા કઇ બાજુએ ઝુકે છે ? તો આપને જણાઈ આવશે કે આપ આત્મીય શાન્તિ, અથવા અનાત્મ જગત, આ બેમાં કઈ અવસ્થા તરફ જઈ રહ્યા છો ? અર્થાત્ આપનું કેંદ્ર ( ભૂમિકા ) તરત જ આપને જણાઈ આવશે.

જ્યાંસુધી મનુષ્ય લૌકિક જીવનમાં રહે છે, ત્યાંસુધી અલૌકિક સુખ પ્રાપ્ત થતું નથી. સમગ્ર પૃથ્વી તમારો પરિત્યાગ કરે પરન્તુ તમારો જે આત્મા તમારો કદિપણ પરિત્યાગ કરતો નથી, એવા **સર્વાશ્રય** બંધુનો પરિત્યાગ કરી મોહજનક પદાર્થોની તમે શા માટે ઉપાસના કરો છો ભાઈ !!

કિયો બ્રહ્મતેં જીવ, અબ કરવો ચાહે કહા,
કહા કરી હૈ નિર્જીવ ? આશે ! તવ આશય કવન.

માત્ર કર્મના ત્યાગથી જ દ્રષ્યનું અગ્રહણ થતું નથી, પરન્તુ દૃઢ ભાવનાપૂર્વક દ્રષ્ટિને બ્રહ્મમાં સ્થાપવાથી જ દ્રષ્યનું અગ્રહણ થાય છે.

**ज्युं अविकृत कातेयमें राधापुत्र प्रतीति ।**
**चिदानन्दघन ब्रह्ममें जीवभाव यह रीति ॥**

જેમ કર્ણ દાસીપુત્ર હતો જ નહીં, પરંતુ અવિકૃત જ હતો, તેવીજ રીતે તારા ચિદ્દ્ઘન સત્તા માત્ર આત્મામાં જીવનો વ્યર્થ આરોપ જ કરાએલો છે. **श्रुत्याचार्यप्रसादेन दृढो बोधो यदा भवेत् ।** શ્રીશ્રુતિ અને આચાર્યના ઉપદેશરૂપી કૃપાપ્રસાદ વડે જે મનુષ્યને આત્માની દૃઢ સમજણ થાય; અર્થાત્ જેમ વાંઝણી રાણીનો પુત્ર રાજ્યના બળથી જગતને દંડી શકે જ નહીં, તેમ જડ દેહને કર્મ બાધા કરે નહીં; અને આત્માને ધર્મ અધર્મ સ્પર્શ કરે નહીં એવો જેને નિશ્ચય થાય, અને તે મર્મ જેને સમજાયો છે તે દેહમાં વર્તે છે છતાં વિદેહી છે.

જબ તુમ આયે જગતમેં, જગ હસે તુમ રોય;
એસી કરણી કર ચલો, તુમ હસો જગ રોય.

વિધિમુખ સમાપ્ત"

ॐ शान्तिरस्तु ॥"

"ત્રણ ગુણ અને તેનાં કાર્ય અથવા
કયો ગુણ કેવો અનુભવ કરાવે છે તે."

**सात्त्विकं सुखमात्मोत्थं विषयोत्थं तु राजसम् ।**
**तामसं मोहदैन्योत्थं निर्गुणं मदपाश्रयम् ॥**

આત્મા સર્વથી જુદો છે આમ જાણીને જે આનંદ થાય તે સાત્ત્વિક આનંદ છે; શબ્દ, સ્પર્શાદિ વિષયોને લઇને જે આનંદ થાય તે રાજસ આનંદ છે, અને મોહથી તથા દીનતાથી જે આનંદ થાય તે તમોગુણી આનંદ છે; અને શુદ્ધ બ્રહ્મના જ્ઞાનથી જે આનંદ થાય તે નિર્ગુણ આનંદ જાણવો.

**सत्त्वगुणः**—નિર્મળ છે અથવા શુદ્ધચિત્તના બિંબને ગ્રહણ કરવા યોગ્ય છે, અર્થાત્ ચિત્તની અભિવક્તિ તે દ્વારા જ થાય છે, માટે સુખ

અને જ્ઞાન આદિનું કારણ છે, અને **પ્રકાશક**–એટલે જ્ઞાનધર્મ વાળો, **અને અનામય**–એટલે આમય વગરનો તથા દુઃખ વગરનો **એટલે** સુખધર્મ વાળો છે; માટે જ સત્ત્વને જ્ઞાન અને સુખનું કારણ ગણવામાં આવેલ છે.

**રજોગુણઃ**—રજસ્ રાગાત્મક છે એટલે જ્યારે ચિત્ત ઇંદ્રિયોના સંગથી દેહ તથા ઘર વિગેરે, સંસારના વિષયો, તથા અનિત્ય **પદાર્થોમાં** આડું અવળું દોડે તેમાં **તૃષ્ણા**–એટલે અપ્રાપ્ત માટે **અભિલાષા**, **આસંગ**–એટલે પ્રાપ્ત થયેલાના વિનાશથી રક્ષણ કરવાની ઇચ્છા વિગેરે પ્રકારના **સમુદ્‌ભવોની** ઉત્પત્તિ થાય છે, અને એ રજોગુણ દેહીને કર્મમાં અર્થાત્ ધૂમમાર્ગોની પ્રવૃત્તિમાં જોડે છે. **મોહ** ઉત્પન્ન કરી અવિવેક રૂપ ભ્રાન્તિ પેદા કરે છે, અને વસ્તુવિવેકરૂપ સામર્થ્ય પ્રકાશનું વિરોધી કાર્ય છે, અને કર્મ પ્રવૃત્તિ થઈ જ્ઞાનમાર્ગ છૂટી જઇ **કર્મઠતા** પ્રાપ્ત થાય છે.

**તમોગુણઃ**—કેવળ જડતા, **પ્રમાદ**, અપ્રકાશ, આલસ, મોહ, અને અપ્રવૃત્તિ ઇત્યાદિની પ્રબળતા થાય છે.

**મરણ વેળાએ** પ્રકૃતિના સત્ત્વાદિ ત્રણ ગુણોની વૃદ્ધિનું ફળ. **સત્ત્વગુણ વૃદ્ધિ** પામ્યો હોય તો તેના પ્રમાણમાં હિરણ્યગર્ભ આદિની ઉપાસના કરનારાનાં સુખાદિ વૈભવ ભોગવવાનાં સ્થાનરુપ ઉજ્જવલ લોકોમાં જાય છે. **રજોગુણથી** કર્મની આસક્તિવાળા જીવોની યોનિમાં અવતરે છે, અર્થાત્ રજોગુણી કર્મનું દુઃખદાયક ફળ હોય છે. અને **તમોગુણથી** તો પશુ આદિ મૂઢ યોનિમાં અવતરે છે, અર્થાત તમોગુણી કર્મનું ફળ અજ્ઞાન હોય છે. એવું મહર્ષિ કપિલાદિકો કહે છે.

પુણ્ય પાપ સમાન હોય તો મનુષ્ય દેહ પ્રાપ્ત થાય છે, અને પાપ વધારે હોય તો "**आसुरी योनिमापन्ना मूढा जन्मनि जन्मनि**" ચોપગા પશુ યોનિમાં અવતરે છે, અને તેથી પણ વધારે પાપ હોય તો તિર્યઙ્ એટલે પક્ષીઓની યોનિમાં અવતરે છે, તેથી પણ વધારે પાપ હોય તો સ્થાવર એટલે વૃક્ષાદિ અને પેટે ચાલનાર પ્રાણીની યોનીમાં પણ અવતરે છે.

અને વિવેકી અર્થાત્ જ્ઞાની મનુષ્યો તો બુદ્ધિ આદિના આકારમાં પરિણામ પામેલા જે ગુણો તે ગમે તે રીતે અથવા પોતાની મેળે પ્રાપ્ત થયા હોય, તો પણ તે ગુણથી સ્વયં–આત્મા જૂદો છે એવા પ્રકારનો નિશ્ચય અને અનુભવ હોવાથી મુક્તિને પામે છે.

નિદિધ્યાસનના પરિપાકવડે ત્રણે ગુણનું અતિક્રમણ કરી પર ગએલા એટલે સ્વાત્મારામ થએલા ગુણાતીત ગણાય છે. એવી રીતે નૈષ્કર્મ્ય સિદ્ધિને પ્રાપ્ત થએલા મનુષ્યનું કર્મ અને મન અલક્ષિત હોય છે અને તે બહિર્મુખ જનોના જાણવામાં આવતું નથી.

**वनं तु सात्त्विको वासो ग्रामो राजस उच्यते ।**
**तामसं द्यूतसदनं अनिकेतं तु निर्गुणम् ॥**

વનમાં (નિર્જન સ્થાનમાં) વાસ કરવો એ સત્વગુણી ગણાય છે, ગામમાં (સમૂહવાળા સ્થાનમાં) વસવું તે રજોગુણી ગણાય છે, જુગારખાનામાં રહેવું એ તમોગુણી[1] ગણાય છે, અને કોઇપણ સ્થાનના અભિમાનથી રહિત વિચારવું તે નિર્ગુણી ગણાય છે.

**एकाकी चिन्तयेन्नित्यं विविक्ते हितमात्मनः ।**

શાસ્ત્રોમાં કહ્યું છે કે એકલો વિચરનાર યથાર્થ છે, બે જણા સાથે વિચરે તેને મિથુન કહેવાય છે, ત્રણથી ગામડું અને તેથી વધારે હોય તો શહેર ગણાય છે. માટે શહેર, ગામડું અથવા મિથુન કરવું નહીં.

**अनुकूलवेदनीयं सुखं प्रतिकूलवेदनीयं दुःखं,**
**अनुकूले हर्षधीः स्यात् ।**
**प्रतिकूले तु दुःखधीः, द्वयाऽभावे निजानंदो**
**निजदुःखं न तु क्वचित् ॥**

અનુકૂલ વસ્તુના પ્રાપ્ત થવાથી સુખબુદ્ધિ થાય છે. અને પ્રતિકૂલ વસ્તુના પ્રાપ્ત થવાથી દુઃખબુદ્ધિ થાય છે, તે બંનેનો જ્યારે અભાવ હોય ત્યારે બ્રહ્માનંદ છે એમ જાણવું.

---

૧ નિંદા, કલહ, મદ્યમાંસાદિ, સ્થાનો અને તેમાં વસનારાઓ તથા બરાડા પાડીને બોલનારા તામસી ગણાય છે.

# " ज्ञानयोग व्यवस्था "

શ્રવણ, મનન, નિદિધ્યાસન, તેમાં મનની વિશેષ પ્રકારે સ્થિતિ તે. **દમઃ**–દુષ્ટ વહેવાર થકી બાહ્ય ઇન્દ્રિયને નિગ્રહ, શરીર, મન, વાણીથી અસત્ય ન કરવું, શ્રૌતસ્માર્તાદિ સ્વાધ્યાય, બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ આદિ પંચ મહાયજ્ઞ, દેવ, ગુરૂ, દ્વિજ આદિની અવજ્ઞા ન કરવી તે. **दानः**–અર્થી માત્રને યથાશક્તિ શ્રદ્ધાપૂર્વક આપવું તે. **आर्जवः**–મન, વાણી અને કર્મની એકરૂપતા તે. **अहिंसा**ઃ–ભાવમાત્રથી પણ કોઇનો ઘાત ન કરવો તે. **सत्यः**–યથાર્થ ભાષણ. **अक्रोधः**–ક્રોધનો અભાવ તે. **त्यागः**–નિત્ય નૈમિત્તિક કર્મ માત્રનો ઇશ્વરાર્પણ બુદ્ધિથી ફલત્યાગ. **उपरतिः**–અંતઃકરણની શાંતિ. **अपैशुनः**–પિશુનતા જેવા કાર્યો તથા અતિશયોક્તિથી અતિક્રમણ કરી અન્યના પ્રત્યે તિરસ્કાર બુદ્ધિથી હર્ષ ન પામવું તે. **भूतदयाः**–સર્વત્ર દયાભાવ. **अलोलुप्त्वः**–વિષયોની સન્નિધિમાં વિકાર રહિત રહેવું. **मार्दवः**–ચિત્તની કઠણુતાનો અભાવ. **अचापल्यः**–નિમિત્ત વિના મન, વાણી, કર્મથી કાંઇ પણ વેપાર ન કરવો એવી સ્થિરતા અર્થાત્ ગંભીરતા. **तेजः**–બુદ્ધિની સૂક્ષ્મતા અથવા અધિક પ્રકાશ. **क्षमाः**–વિકાર પામ્યા વિના ઉપદ્રવોને સહન કરવાની ટેવ. **धैर्यः**–વિક્ષેપ થયા છતાં મનોબુદ્ધિ આદિને નિશ્ચલ સ્થિતિમાં લાવી દેવાની શક્તિ; અથવા પોતે ધૈર્યવાન બની બીજાને ખિન્ન કરવાની દુષ્ટ વૃત્તિનો સર્વદા અભાવ. **शौचः**–બાહ્ય, મૃત્તિકા જલાદિથી શુદ્ધિ તથા આંતર, સદસદ્વિવેક વડે વિજ્ઞાનથી. **अद्रोहः**–પોતાનો અપરાધ કરનારને પણ અપકાર કરવાની ઇચ્છાનો અભાવ. **अतिमानिताः**–પોતામાં મોટાપણાના અભિનિવેશનો અભાવ. **सौम्यत्वः** ઉપકારી, અપકારી, ઇષ્ટ, અનિષ્ટ સર્વ ઉપર નિષ્પક્ષપાત દૃષ્ટિ રાખવી તે. **मौनः**–એટલે મુનિ દશા, અર્થાત્ સગુણ વા નિર્ગુણ ધ્યાનનું મનમાં નિરંતર અનુસંધાન રાખવું તે. **भावसंशुद्धिः**–પદાર્થની ભાવના થઇ શકે તે તથા રાગદ્વેષાદિ વિગેરે કલુષભાવથી

વિરક્તિ. अभयः—એટલે ભયનો અભાવ, અર્થાત્ શરીરને રોગાદિથી પીડા થાય તેથી ઉદ્વેગ ન પામતાં પ્રારબ્ધ ઉપર છોડી દેવું, તથા કોઇને ભય ન ઉત્પન્ન કરવો તે, તથા કર્મમાર્ગ અથવા જ્ઞાનમાર્ગ ગ્રહણ કરીશ તો શું ખાઇશ શું પીશ વગેરે વિચાર ન રાખતાં પરમાત્મા ઉપર છોડી દેવું તે, તથા સત્વ શુદ્ધિ તે, તથા રાગ, દ્વેષ, લોભ, મોહ, ઇર્ષા, મત્સર, અહંકાર, આદિનો અભાવ તે પણ અભયમાં જ ગણાય છે. પરન્તુ ચોર, ગુન્હેગાર, વ્યભિચારી, નિર્લજ, વંચક, શેખીખોર, સુવર, સાંઢડા, વગેરેનું જે અભય છે, તે સુસંયમી અભય કે આત્મબળ નહિ, પરન્તુ પશુબળ જ ગણાય છે. પણ સત્યની પવિત્રતમ ભાવનામાં અત્યંત સંયમિત થયેલ મનમાં આત્માનો આવિર્ભાવ તેનું નામજ અભય.

**घृणा शङ्का भयं लज्जा जुगुप्सा चेति पंचमी ।**
**कुलं शीलं तथा जातिरष्टौ पाशाः प्रकीर्तिताः ॥**

સુગામું મોઢું—અર્થાત્ એરંડીયું પીવા જેવી આકૃતિ, શંકાશીલતા, લજ્જા, ભય, શીતરી જેવી ગ્લાનિ થવી, કુલાભિમાન, ગુણાભિમાન, જાતિ અભિમાન આ આઠ પ્રકારના પાશો (મૂર્છાઓ) જ્ઞાનમાં પ્રતિબંધક થાય છે.

"મનની અલૌકિક ઉન્નતિ."

"શરીરના અણુ અણુમાં વ્યાધિવેદના કરે છતાં મન ખેદ ન પામે, કે કાયર ન બને,

"પ્રિયમાં પ્રિયજનોનું મરણ થતાં શોક કે ગ્લાનિને વશ ન થાય.

"ઉદર નિર્વાહનાં સાધનોનો કેવળ અભાવ હોવા છતાં વિકળતા કે સંતાપ ન થાય.

"સ્ત્રી કર્કશા અને પુત્રાદિ પ્રજા મૂર્ખ હોય છતાં ઉદ્વેગ કે ચિંતા ન થાય.

"રહેવાને સ્થાન કે પહેરવાને વસ્ત્રનો કકડો પણ ન હોય છતાં ક્લેશ કે ધિક્કાર ન પ્રકટે.

"મરણને ઢૂકડાં થયાં કરતું જોવા છતાં, તેનો ભય ન થાય.

"અત્યંત પોતાના મનાયલાં મનુષ્યો વૈરી બનેલા જણાય, અને દુઃખ તથા વિપત્તિને આણનાર જણાય છતાં તેના પ્રતિ ક્રોધ કે દ્વેષ ન થાય.

"અત્યંત સંપત્તિવાળા કે વ્યવહારિક ઉન્નતિવાળાને જોઈ, દીનતા કે પોતાની હલકી સ્થિતિનું ભાન થઈ વ્યથા ન ઉપજે.

"મોટા રાજા કે નવાબજાદાને જોઈ તેના વૈભવમાં અંજાઇ ન જવાય.

"અન્ય મનુષ્યના અનંત સુખ કે જ્ઞાન જોઇ ઇર્ષા ન પ્રકટે. ત્યારેજ મનની અલૌકિક ઉન્નતિ થઇ છે એમ જાણવું. હંસ.

"દર્પાદિ દોષોની વ્યાખ્યા."

**दर्प**—અન્ય મનુષ્યો પ્રત્યે તિરસ્કાર વગેરેમાં દ્રઢબુદ્ધિ તે; **ईच्छा** ધન વગેરેનો અભિલાષ તે; **द्वेष**–શત્રુ વગેરેનો વધ કરવા માટે થતી બુદ્ધિ તે; **सुख**–અનુકૂળ દ્રવ્યાદિ લાભથી બુદ્ધિનું સ્વસ્થપણું તે; **दुःख** અનુકૂળ દ્રવ્યાદિના અલાભથી થતું બુદ્ધિનું અસ્વસ્થપણું તે; **काम**–સ્ત્રી વિગેરેમાં અભિલાષ તે; **क्रोध**–ઇચ્છિત પદાર્થના વિઘાતથી બુદ્ધિમાં થતો ક્ષોભ તે; **लोभ**–પ્રાપ્ત કરેલ ધનનો ત્યાગ ન કરી શકાય તે; **मोह**–મિત્રમાં શત્રુબુદ્ધિ અને શત્રુમાં મિત્રબુદ્ધિ તે; **हर्ष**–ચિત્ત ગતસુખનો અભિવ્યક્ત કરનાર મુખવિકાસ વગેરેમાં હેતુભૂત ચિત્ત-વૃત્તિ તે; **असूया**–બીજાના ગુણોમાં દોષોનું આરોપણ કરવું તે; **अहंकार**–દેહ ઇન્દ્રિય વગેરે **સમુદાયમાં** આત્મત્વ ભ્રમ તે; **निंदा**–વિવિધ પુરૂષોમાં પોતે કરેલી દોષોક્તિ[1] અથવા વિવિધ પુરૂષોએ કરેલી દોષોક્તિ તે; **गर्व**–અન્ય કરતાં હું અધિક છું એવી ચિત્તવૃત્તિ તે; **मत्सर**–વિદ્યા તથા ધન વિગેરેમાં અન્યના જેવો થાઉં તેવા પ્રકારની બુદ્ધિ તે; **दंभ**–બીજાઓની આગળ પોતે કરેલ જપ, ધ્યાન

---

૧. તથા પોતાનો અભિપ્રાય ન જાણવા દેતાં. સીધી કે આડકતરી રીતે પારકાની વૃત્તિનો ઉચ્છેદ કરનાર માયાવી નૈષ્કૃતિ ગણાય છે.

વગેરેનો પ્રકાશ કરવો, અર્થાત્ "**कृतस्य मनुकीर्तनम्**" પોતે કરેલ સત્કર્મોનું જે કીર્તન કરવું તે, આવા પ્રકારના દોષોથી જે રહિત હોય છે, તે પ્રશાન્ત ચિત્ત ગણાય છે.

**आलस्यं मदमोहौ च चापल्यं गोष्ठिरेव च ।**
**स्तब्धता चाभिमानित्वं तथाऽत्यागित्वमेव च ।**
**एते वै सप्तदोषाः स्यु सदा विद्यार्थिनां मताः ।**

આલસ્ય, મદ–મોહ, ચપળતા, વૃથાવાર્તા, જડતા, અભિમાનીપણું, તથા લોભ એ પ્રમાણે વિદ્યાર્થીઓમાં સાત દોષ સદા રહેલા છે.

**न पाणिपादचपलो न नेत्रचपलोऽनृजुः ।**
**न स्याद्वाक् चपलश्चैव न परद्रोहकर्मधीः ॥**

મનુષ્યે હાથ, પગ, નેત્ર તથા વાણીની ચપળતા, કુટિલતા, અને પરદ્રોહ કરવાની બુદ્ધિ ન રાખવી.

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौन्तेय दुष्पूरेणानलेन च ।**

હે અર્જુન—રજોગુણના સમુદ્ભવથી ઉત્પન્ન થએલો કદીપણ તૃપ્ત ન થાય એવો અકરાંતીયો અને અતિ ઉગ્ર કામરૂપી અગ્નિ જ્ઞાની મનુષ્યોના જ્ઞાનને પણ ઢાંકી દે છે તેને તું વૈરી જાણ; **स्त्रीभिः कस्य न खंडितम् भुवि मनः** શ્રીવ્યાસ ભગવાન શ્રીશુકદેવ પ્રત્યે કહે છે કે; સ્ત્રીએ પૃથ્વીમાં કોના મનને ખંડિત કર્યું નથી; "**न विश्वासः कुरु त्रयमनुष्याणां** । શ્રીનારદ ભગવાન અંગીરા પ્રત્યે કહે છે કે; મનુષ્યોએ સ્ત્રી, ધન, અને રાજા આ ત્રણનો વિશ્વાસ કરવો નહીં, તથા "**न मूर्खजनसंसर्गः सुरेंद्रभुवनेष्वपि** । ઈંદ્રના ઘરમાં પણ મૂર્ખ માણસનો સંસર્ગ દુઃખરૂપ થાય છે.

**मृगयाक्षा दिवास्वापः परिवादः स्त्रियो मदः ।**
**तौर्यत्रिकं वृथाट्या च कामजो दशको गणः ॥** भ० मनु

મૃગયા, જુગાર, દિવસે નિદ્રા, પરનિંદા, સ્ત્રીસેવા, કેફી વસ્તુથી

ચએલો મદ, નૃત્ય કરવું, ગીતગાવાં, વાજિંત્ર વગાડવાં, તથા વૃથા ભટકવું, આ દશ વાનાં કામથી ઉત્પન્ન થનારાં વ્યસનો છે.

**पैशुन्यं साहसं द्रोह ईर्ष्यासूयार्थदूषणम् ।**
**वाग्दण्डजं च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥**

પારકાની ચાડી ખાવી, સાહસ એટલે વિચાર કર્યા વગર જે અનર્થની ઉત્પત્તિવાળાં કાર્યો કરવાં તે. દ્રોહ-ઇર્ષા એટલે બીજાનો ઉત્કર્ષ સહન નહીં કરવો તે. તથા પારકાના ગુણો ઉપર દોષારોપ કરવો, ધન હરી લેવું, અથવા તો લેણદારનું લેણું આપવું નહીં તે, તથા વાણીવડે તીક્ષ્ણતા વાપરવી, અને મારામારી કરવી, આ આઠ વ્યસનો ક્રોધથી ઉત્પન્ન થાય છે.

**आप्तद्वेषाद्भवेन्मृत्युः पर द्वेषाद्धनक्षयः ।**
**राजद्वेषाद्भवेन्नाशो ब्रह्मद्वेषात्कुलक्षयः ॥**

અર્થઃ—આપ્ત પુરુષોનો દ્વેષ કરવાથી મૃત્યુ થાય છે, બીજાઓનો દ્વેષ કરવાથી ધનનો નાશ થાય છે, રાજાનો દ્વેષ કરવાથી સર્વનો નાશ થાય છે, અને બ્રહ્મદ્વેષ કરવાથી કુળનો નાશ થાય છે.

**ब्रह्मशापोप सृष्टानां कृष्णमायावृतात्मनाम् ।**
**स्पर्धा क्रोधः क्षयंनिन्ये यादवोऽग्निर्यथा वनम् ॥**

અર્થઃ—બ્રાહ્મણના શાપથી મોહ પામેલા અને શ્રીકૃષ્ણ ભગવાનની માયા વડે મૂઢ બુદ્ધિના યાદવો એક બીજાની સાથે થયેલી સ્પર્ધાથી થયેલા ક્રોધે વાંસના અગ્નિની પેઠે યાદવોનો સંહાર થયો.

**त्रिभिर्वर्षैस्त्रिभिर्मासै स्त्रिभिः पक्षैस्त्रिभिर्दिनैः ।**
**अत्युत्कटैः पाप पुण्यैरिहैव फलमश्नुते ॥**

અર્થઃ—અતી ઉત્કટ પાપ અથવા અતી ઉત્કટ પુણ્ય કરનાર મનુષ્યને તેનું ફળ ત્રણ દિવસમાં, ત્રણ પક્ષમાં, ત્રણ માસમાં, અથવા ત્રણ વર્ષમાં મળે છે.

**स्वकर्मसूत्रग्रथितो हि लोकः ॥**

જેમ હજાર ગાયના ટોળામાં વાછરડું માતાની સમીપ જાય છે તેમ કરેલું કર્મ કર્તાની પછવાડે જાય છે.

**असंमाने तपोवृद्धिः संमानाच्च तपः क्षयः ।**
**पूजया पुण्यहानिः स्यान्निन्दया सद्गतिर्भवेत् ॥**

અર્થ—સન્માનની ઇચ્છાવાળો મનુષ્ય મિથ્યાવાદી અને પ્રશંસક થવાથી તેના તપનો ક્ષય થાય છે, અપમાનની ઇચ્છાવાળાના તપની વૃદ્ધિ થાય છે, પૂજાની ઇચ્છાવાળાનું પુણ્ય નાશ પામે છે, અને પાપોનો નાશ કરનારી નિંદાથી સદ્ગતિ થાય છે. જેમ માતા પોતાના બચ્ચાનું હાથવતી ગુ ધૂવે છે ત્યારે નિંદક મનુષ્ય પોતાની જીભવતી મલ સાફ કરે છે. સંત શ્રી તુકારામ કહે છે કે "**निंदकाचा घर असावा शेजारी**". નિંદકનું ઘર પાસે હજો.

નિંદક હમારા મત મરો, મરો હમારા પુત,
અપનેકો પાવન કરે, વો સરજેગા ભૂત.

મૃગયાસક્ત રાજા દશરથ શ્રવણનો વધ કરી પુત્રનો વિયોગ કરાવનાર ભયંકર શાપનું કારણ થઈ પડયા હતા. મૃગરૂપે થએલા ૠષિના શ્રાપથી પાંડુરાજાના પ્રાણ ગયા હતા. જુગારમાં જીતેલું દ્રવ્ય વિષરૂપ ગણાય છે. તેમાં ઉપરથી જીત દેખાય છે, પરંતુ તે મોટું વૈર ઉત્પન્ન કરે છે. પાંડવ, કૌરવો, નળરાજા, તેઓને જુગારથી જ રાજ્ય ત્યજી વનવાસ વેઠવો પડયો હતો. વળી અત્યારના જમાનામાં સાધારણ જુગાર જેવાં કે શેર-સટ્ટો-એકો-દુઓ તથા ઘોડદોડની શરત રમનારાઓને પણ પરધન હરણ કરવાની કુટેવ પડવાથી અનેક આપત્તિઓ ભોગવવી પડે છે.

સ્ત્રીમાં આસક્ત પુરૂષ વિદ્યા અને ધન મેળવી શકતો નથી, રાજા રાજકીય કાર્યોમાં દ્રષ્ટિ આપી શકતો નથી, અને પરસ્ત્રીમાં પ્રીત્તિવાળા પુરૂષનું તો સર્વસ્વ નાશ પામે છે. સીતા નિમિત્તે રાવણના સર્વ કુટુંબનો અને ધન વિગેરેનો નાશ થયો હતો.

**स्तेयं हिंसानृतं दम्भः कामः क्रोधः स्मयो मदः ॥**
**भेदो वैरमविश्वासः संस्पर्धा व्यसनानि च ॥**
**एते पञ्चदशानर्था ह्यर्थमूला मता नृणाम् ॥**
**तस्मादनर्थमर्थाख्यं श्रेयोऽर्थी दूरतस्त्यजेत् ॥**

ભાવાર્થ:—સંસારીને ધન વિના ચાલતું ન હોવાથી પ્રમાણિક-પણે નીતિપૂર્વક ધન મેળવવામાં દોષ નથી; ધનની તૃષ્ણા જો કે મટતી જ નથી, પરંતુ જે મનુષ્યને પોતાના અર્થ પુરતું પ્રાપ્ત થએલું હોય તેવા માણસે વલખાં ન મારતાં પોતાના શ્રેય તરફ જ લક્ષ આપવું જોઇએ. અનર્થો અને ગુશ કર્યા વગર ધનનો સંગ્રહ થતો નથી, અને તેવી રીતે એટલે '**यक्षवित्तस्य**' યક્ષની પેઠે ધન મેળવવામાં ચોરી, હિંસા, મિથ્યાભાષણ, દંભ, કામ, ક્રોધ, વિસ્મય, મદ, ભેદ-બુદ્ધિ, વૈર, અવિશ્વાસ, સ્પર્ધા, સ્ત્રીઓનું વ્યસન, જુગારનું વ્યસન, અને મદિરાપાનનું વ્યસન મળી પંદર અનર્થો મનુષ્યને પ્રાપ્ત થાય છે.

**अन्यायोपार्जितं द्रव्यं दशवर्षाणि तिष्ठति ।**
**प्राप्ते चैकादशे वर्षे समूलं च विनश्यति ॥**

અન્યાયથી પેદા કરેલું દ્રવ્ય દસ વર્ષ સુધી રહે છે, અને અગીઆરમે વર્ષે તે મૂળસહિત નષ્ટ થાય છે.

**જ્ઞાનારૂઢને ઉમ્મર સાથે સંબંધ નથી—**

**न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः ।**
**यो वै युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥**

માથાના વાળ ધોળા થવાથી વૃદ્ધ થવાતું નથી, પરંતુ યુવાન હોવા છતાં વિદ્વાન અને પરમાર્થ તત્ત્વમાં નિષ્ઠાવાન મનુષ્યને દેવતાઓ વૃદ્ધ કહે છે. શાસ્ત્રોમાં ઉત્તરોત્તર અઢાર પ્રકારના વૃદ્ધ કહ્યા છે. તેમાં મુખ્ય અવસ્થા વૃદ્ધ, તેથી જાતિવૃદ્ધ, તેથી આશ્રમવૃદ્ધ, તેથી વિદ્યા વૃદ્ધ, તેથી ધર્મવૃદ્ધ, અને તેથી જ્ઞાનવૃદ્ધની સર્વોત્તમ શ્રેષ્ઠતા પ્રતિપાદન કરેલી છે. જ્ઞાનવૃદ્ધ એટલે કલ્યાણરૂપ **પરમાત્મતત્ત્વમાં આરૂઢ** સ્થિતિવાળાને મહર્ષિઓએ **વૃદ્ધ** તરીકે જણાવેલ છે.

પરન્તુ સંસારીક ભોગ અને વિલાસો સંબંધે જેની આસક્તિ નાશ થઈ ન હોય તેવા માત્ર વયોવૃદ્ધનું મન તો અઢાર વર્ષના યુવાન જેવું હોય છે, તે વૃદ્ધ ગણાતો નથી.

**देशं कालं तथाऽत्मानं द्रव्यं द्रव्यप्रयोजनं ।**
**उपपत्तिं अवस्थां च ज्ञात्वा शौचं समारभेत् ॥**

તિતિક્ષા જોઇએ તેટલી બની શકે નહીં એવું જોઈને શાસ્ત્રકારોએ તેવાઓને યુક્તિયુક્ત આજ્ઞા કરી છે કે, દેશ, કાળ, પોતે, દ્રવ્યશીલક, પ્રયોજન, યુક્તિ, અને ઉંમર એ બધું જોઈ વિચારીને બની શકે તે રીતે શૌચ–પવિત્રતા અર્થાત્ આચાર પાળવો.

**वर्तमानेन कालेन प्रवर्तन्ते विचक्षणाः ॥**

વિચક્ષણ પુરુષો વર્તમાન કાલને અનુસરીને વર્તે છે.

**अग्निर्येषां बलं पुंसां शुक्रं यस्य च जीवितम् ।**
**तस्मात् सर्वप्रयत्नेन अग्निं शुक्रं च रक्षयेत् ॥**

જઠરાગ્નિથી અન્નનું પાચન થઈ બલ (શુક્ર) પેદા થાય છે અને તે શુક્ર મનુષ્યનું જીવન છે, માટે જઠરાગ્નિ, અને શુક્રનું રક્ષણ કરવું જોઈએ.

"**स्मरणं**"–એટલે ભોગબુદ્ધિથી ચિત્તમાં સ્ત્રીઓનું ચિંતન **कीर्तनं** એટલે વાણી વડે સ્ત્રીઓના ગુણોની વાર્તા, **केलिः** એટલે સ્ત્રીઓની સાથે જુગાર સોગઠાબાજી ઈત્યાદિ ક્રીડા, "**प्रेक्षणं**,–એટલે ભોગબુદ્ધિથી સ્ત્રીઓને જોવું, **गुह्यभाषणं**,–એટલે સ્ત્રી સાથે એકાંતમાં વાતો કરવી, **संकल्पः** એટલે સ્ત્રીઓની પ્રાપ્તિની જે ઇચ્છા, **अध्यवसायः**–એટલે સ્ત્રીઓની પ્રાપ્તિ માટે વારંવાર મનમાં વિચાર, **क्रियानिवृत्तिरेवच** એટલે વ્યભિચાર; એવી રીતે આઠ પ્રકાર મૈથુનમાં ગણાય છે.

**उत्सवे लोकयात्रायां तीर्थेष्वन्यनिकेतने ।**
**न पत्नीं प्रेषयेत्प्राज्ञः पुत्रामात्यविवर्जिताम् ॥**

બુદ્ધિમાન મનુષ્યે સ્ત્રીને ઉત્સવોમાં, લોકોના મેળામાં, તીર્થોમાં તથા બીજાને ઘરે પુત્ર અથવા વિશ્વાસુ માણસ વિના મોકલવી નહીં.

**यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिषेवते ।**
**ध्रुवाणि तस्य नश्यंति अध्रुवं नष्टमेव च ॥**

જે મનુષ્ય ધ્રુવને એટલે નિશ્ચલને ત્યજીને અધ્રુવ એટલે નાશવંતનું સેવન કરે છે તેવા મનુષ્યનું ધ્રુવ તો નાશ પામ્યું, અને અધ્રુવ તો નાશ પામેલું જ હોય છે.

**गायत्री सर्वमंत्राणां शिरोमणी तया स्थिता ॥**
**विद्यानापि ते नैतां साधयेत् सर्वसिद्धये ॥**

સર્વ મંત્રોમાં ગાયત્રી મંત્ર શિરોમણિ છે તથા તેનું અર્થ સહિત અનુષ્ઠાન કરવાથી સર્વ વિદ્યા અને સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

સન્ધ્યાદિ કર્મ કરતી વખતે ઓછામાં ઓછા ગાયત્રી મન્ત્રના ૧૦૮ જપ અવશ્ય કરવા જ જોઇએ, તેવી રીતે કરવામાં અસમર્થ જનોએ ૧૦ જપ જરૂર કરવા.

દ્વિજને વૈદિક સંસ્કારના સમયે યજ્ઞોપવીત કરાવવાવાલા પાસેથી ગાયત્રી મંત્રનો ઉપદેશ લેવાનું કહ્યું છે અને "**वेद एव द्विजातीनां निःश्रेयसकरः परः ॥**" ગાયત્રી મંત્રના ઉપર બીજો કોઇપણ મંત્ર લેવાનું અને આપવાનું દ્વિજને માટે વેદશાસ્ત્રથી વિરુદ્ધ છે.

સમ્પૂર્ણ નિત્યકર્મ કરવાને અસમર્થ પુરૂષોએ સન્ધ્યાદિ કર્મ કરતી વખતે નીચેના મન્ત્રોનો પાઠ કરવાથી બ્રહ્મયજ્ઞના ફલનો લાભ થાય છે.

**( ऋग्वेद प्रथम मन्त्र )**

**ॐ अग्निमीळ इत्यस्य मधुछन्दा ऋषि र्गायत्री छन्दोऽग्नि र्देवता ब्रह्मयज्ञ जपे विनियोगः ।**

**ॐ अग्निमीळे पुरोहितं, यज्ञस्य देवमृत्विजं । होतारं रत्नधातमम् ॥ १ ॥**

**( यजुर्वेद प्रथम मन्त्र )**

**इषे त्वेत्यस्य याज्ञवल्क्य ऋषि रुष्णिक छन्दो वायुर्देवता ब्रह्मयज्ञ जपे विनियोगः ।**

ॐ इषे त्वोर्ज्जे त्वा वायवः स्थ देवो वः सविता प्रार्पयतु । श्रेष्ठतमाय कर्म्मणे ॥ २ ॥

( सामवेद प्रथम मन्त्र )

अग्न आयाहीत्यस्य गौतम ऋषि गायत्रीछन्दोऽग्निर्देवता ब्रह्मयज्ञ जपे विनियोगः ।

ॐ अग्न आयाहि वीतये गृणानो हव्य दातये । निहोता सत्सि बर्हिषि ॥ ३ ॥

( अथर्व वेद प्रथम मन्त्र )

शन्नोदेवी रित्यस्य पिप्पलाद ऋषिर्गायत्री छन्द आपो देवता शान्तिकरणे विनियोगः ।

शन्नो देवीरभिष्टय आपो भवन्तु पीतये । शं योरभिस्रवन्तु नः ॥ ४ ॥

पराग्नं दशगायत्री श्राद्धे चैव शतत्रयं ।
सीमंते च सहस्राणि अयुतं प्रेतभोजने ॥
एकाक्षर प्रदातारं यो गुरुं नाभि वंदते ।
श्वानयोनि शतं भुक्त्वाच चाण्डालेष्वाभि जायते ॥

અર્થઃ—અ–ક્ષર એટલે નાશભાવથી રહીત "તત્ત્વમસિ" જીવ બ્રહ્મની એકતાનો બોધ કરનાર ગુરુને જે મનુષ્ય પ્રણામ નથી કરતો તે કુતરાની એકસો યોની ભોગવી ચાંડાલને ત્યાં જન્મે છે.

पंचसूना गृहस्थस्य चुल्ली पेषण्युपस्करः ।
कण्डनी चोदकुम्भश्च बध्यते यास्तुवाहयन् ॥

ગૃહસ્થાશ્રમીને દરરોજ ચુલો, ઘંટી, સાવરણી, ખાંડણીઓ, અને પ્રાણીઆરૂં આટલાં સ્થાનોમાં જીવજંતુ મરવાથી પાપની ઉત્પત્તિ થાય છે, માટે તે તે સ્થાનોનાં કામ કરતી વખતે તથા છાંણુ લીંપતી વખતે કાળજીપૂર્વક ત્યાંજ દ્રષ્ટિ રાખીને કરવાં જોઇએ.

यज्ञशिष्टाशिनः सन्तो मुच्यन्ते सर्वकिल्बिषैः ।
भुञ्जते ते त्वघं पापा ये पचन्त्यात्मकारणात् ॥

દેવયજ્ઞ,[1] પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ, ભૂતયજ્ઞ, અને બ્રહ્મયજ્ઞ અર્થાત્ પંચમહાયજ્ઞ કર્યા સિવાય માત્ર પોતાના જ માટે રાંધે છે. તે પોતાનાં પાપો રાંધીને જ ખાય છે. માટે યથાશક્તિ કરવા જ જોઈએ.

**तत्रैव सति कर्तारमात्मानं केवलं तु यः ।**
**पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ गी० १६**

અર્થઃ—જે મનુષ્ય નિરૂપાધિક અને અસંગ આત્માને કર્ત્તા જુવે અર્થાત્ જાણે છે, તે દુષ્ટબુદ્ધિવાળો સંસ્કારહીન મનુષ્ય યથાર્થ જાણતો નથી કારણ કે "**परं भावमजानंतो ममाव्ययमनुत्तमम्** "॥

તેઓ મારાં અવિનાશી અને સર્વ શ્રેષ્ઠ એવાં સ્વરુપને જાણતા નથી.

દાસબોધઃ—સમર્થ સ્વામી શ્રી રામદાસજી કહે છે કે ભગવાનના નામના ચૌદ કરોડ જપ કરનારને ભગવાન સગુણ રૂપે પ્રત્યક્ષ દર્શન આપે છે, માટે એવી ઈચ્છાવાળાએ સિદ્ધ પુરુષના વચન ઉપર વિશ્વાસ રાખી કાર્ય કરવા મંડી પડવું જોઈ એ. "**प्रयत्नेन कार्याणि सिद्ध्यन्ति न मनोरथैः सिद्ध्यन्ति** "॥

" સુકૃત લોકોમાંથી ચાર પ્રકારના મનુષ્યો પરમાત્માને ભજે છે, તેમાં **आर्त**–ભક્ત પોતે જ દુઃખરૂપ થઈને જે પદાર્થની અપેક્ષા કરે છે તે પદાર્થવાળી ભક્તિરૂપ પોતે જ બને છે **अर्थार्थीः**–ભક્ત પોતે જ અર્થ, અર્થપ્રાપ્તિનું સાધન, અને અર્થપ્રાપ્તિની ઇચ્છા કરનાર એ પ્રમાણેની ત્રિપુટી બનીને પોતાને જ અર્થ નામની મર્યાદામાં લાવી મૂકે છે, તથા અજ્ઞાનને પ્રકાશિત કરી, બુદ્ધિમાં ભેદ ઉત્પન્ન કરી,

---

૧ શિવનૈવેદ્ય લેવામાં દોષ મનાય છે તે માત્ર સ્થાપિત લિંગને માટે છે. પરંતુ નર્મદેશ્વર અથવા પાર્થિવાદિ લિંગને ગૃહદેવતા પૂજતા હોઈ એ તેનું નૈવેદ્ય પરમપાવન હોઈ સર્વથા ગ્રાહ્ય છે. આ વિષયનો વિશેષ ખુલાસો બાબુ બેસુસિંહ સંગૃહીત " શિવનિર્માલ્ય નિર્ણય " જોઇ લેવો. વિષ્ણુ નૈવેદ્ય લેવાનો ભાગવતમાં નિષેધ લખેલો છે તો પણ ગૃહદેવતા તરીકે પૂજતા શાલિગ્રામના નૈવેદ્યને માટે નથી.

પોતાને ગમતા ઉપચારો વડે, મનમાં નાના પ્રકારના ઉદ્દેશોને ધારણ કરી પરમાત્માની ઉત્પત્તિ અને નાશ[1] બનાવે છે. એટલે તે પ્રકારના ઐહિક અને પારલૌકિક વાસનાવાળા સકામ[2] ભક્તોને તેમની ધારણા પ્રમાણે જ ફળપ્રાપ્તિ થાય છે. અને **જિજ્ઞાસુઃ**–ભક્તમાં જ્ઞાનની ઇચ્છા અને જ્ઞાન એ બંનેરૂપ પોતે જ બને છે.

**" तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ॥**

જેનું ચિત્ત મિથ્યા પદાર્થને ત્યાગીને સર્વકાળ આત્મામાં લાગેલ હોય છે એટલે કે શ્રવણ, મનન, નિદિધ્યાસનના ક્રમવડે ભક્ત–ભક્તિ અને ભગવાન એકરૂપ થાય તેવા પ્રકારની ભક્તિના નામથી ઓળખાતી ચતુર્થ ભક્તિયોગવાળા જ્ઞાનીની અતિ શ્રેષ્ઠતા દર્શાવી છે.

આધુનિક જમાનામાં મહાભક્તિમતી મીરાંબાઈ તથા નરસિંહ મહેતા આદિ ભક્તરાજોના ચરિત્રો ઉપરથી જણાય છે કે; તેઓ શમ–દમાદિ સાધન સમ્પન્ન તથા આત્યંતિક વૈરાગ્ય અને નિષ્કામતા વડે અગાઉના જન્મોના અભ્યાનુસાર પુરૂષાર્થ–કર્મ વડે જેને વિશુદ્ધ સત્ત્વ કહેવામાં આવે છે તે પ્રમાણેની સ્થિતિને પ્રાપ્ત થએલા અર્થાત્ તદ્રૂપ હતા " **विशुद्धसत्वः कामयते यांश्चकामान्–**" એવા વિશુદ્ધ સત્વવાળા અર્થાત્ ચતુર્થ ભૂમિકાથી પર ગએલાના અંતઃકરણની ઇચ્છા અનુસાર ચમત્કારો બનતા હતા અને તે ભક્તોના અંતઃકરણમાં સંસારીક સુખો તથા ભોગ વિલાસોનું જરાપણ સ્થાન નહોતું અને એવું માગતા હતા કેઃ–

---

૧ વાદીઓ જન્મ રહિત બ્રહ્મની પણ પરિણામવડે ઉત્પત્તિ અને નાશ બનાવે છે! તથા દ્રષ્ટા જે જોનારો તેને જોવાની વસ્તુ બનાવે છે!! પરંતુ જન્મ અને મરણ રહિત અજાત ધર્મવાળો કાર્યપણાને કેમ પામશે!! માણસોનું કર્તૃત્વ અને કર્મ પરમેશ્વર ઉત્પન્ન કરતા નથી; તેમ તેના ફળની યોજના પણ કરતા નથી, પરંતુ જેનો જેવો અભ્યાસ (સંસ્કાર) હોય તે તે પ્રમાણે કર્યા કરે છે.

૨ લોહીથી ખરડાયલા હાથ લોહીથી સાફ થશે નહીં.

**यदि राशीश मे कामान् वरांस्त्वं वरदर्षभ ।**
**कामानां ह्यसरोहं भवतस्तु वृणे वरम् ॥**

વરદાન આપવામાં શ્રેષ્ઠ એવા શ્રીનારાયણ પ્રભુ મારા ઉપર પ્રસન્ન થયા હો તો એવું વરદાન આપો કે મારા હૃદયમાં કોઈપણ બાબતની માગણીનો અંકુર પેદા ન થાય. બ્રહ્મ અક્રિય છતાં સક્રિય ભાસે છે તેનું કારણ સ્વભાવ માત્ર જ છે અને એ બધી પ્રવૃત્તિ કરાવે છે. પરંતુ બ્રહ્મ પ્રવૃત્તિનું કારણ નથી. સ્વભાવ એટલે માયા–અવિદ્યા ઇત્યાદિના નામે વ્યવહારની જે પ્રકૃતિ તેજ બધાની કર્તા છે. બ્રહ્મમાં તેની ગંધ પણ નથી, એમ સમજીને બ્રહ્મની દશાને યથાર્થ જાણવી –સમજવી. કારણ કે વિભુ–એટલે સર્વમય એવું બ્રહ્મ તે કોઈનાં પાપ કે સુકૃત લેતું કે આપતું નથી. તેને દયા–પ્રસાદ કે લીલા કાંઈ નથી.

**न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।**
**न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ गी०५–१४**

અર્થઃ—ઈશ્વર–મનુષ્યનાં કર્ત્તાપણાં વગેરેને, તેનાં કર્મોને, તથા કર્મનાફળોના સંબંધને ઉત્પન્ન કરતા નથી. પરંતુ તે તો જીવનો જ સ્વભાવ છે. એટલે અનાદિ કાળની અવિદ્યા જ જીવને કતૃત્વાદિક રૂપે કર્મ સાથે જોડે છે.

જેમ સૂર્યનો ઉદય થવાથી મનુષ્યો પોત પોતાનાં કાર્યો કરે છે, પરંતુ સૂર્ય કાંઇ પણ કરતો નથી. તેમજ આત્મા કાંઈપણ કરતો નથી અને કાંઇ પણ કરાવતો નથી.

પરંતુ પ્રમાતા–પ્રમેય–પ્રમાણ–કર્તા–કર્મ–કરણ–ભોકતા–ભોગ્ય– અને ભોગ એવી રીતે નવ પ્રકારે સંસાર પ્રપંચ અનંત ગુણવાળો જણાય છે તે માત્ર અજ્ઞાનની આવરણ અને વિક્ષેપ શકિતનો પ્રભાવ છે. જેથી કરીને પોતાનો બ્રહ્મભાવ તિરોહિત થવાને લીધે વાસનાના બળે મોહ પામે છે, અને અક્રિય બ્રહ્મમાં ક્રિયા[1] આરોપી મિથ્યા-

---

૧ મનુષ્યને પોતાની ક્રિયાનો હેતુ જાણવો હોય તો તેમણે પોતાના આત્માને પૂછી જોવું તો તેનો આત્મા તરત જ જણાવી દેશે કે આના માટે અને તે "धूम्रावृत अग्निनी जेम, सदोष सर्व प्रवृत्ति तेम" જાણવું.

જ્ઞાનમાં ફુટાય છે. અર્થાત્ અજ્ઞાન પ્રમાદના ઉત્થાનની લહેરી છે.

"કર્મ થવાનાં કારણો ઈચ્છા, દુઃખ, સુખ, રાગ, દ્વેષ ઈત્યાદિ અને તેના આશ્રયરૂપ જે શરીર, કર્તા એટલે કરૂં છું એવા પ્રકારનો અભિમાની અહંકાર અથવા જીવ, અંતઃકરણ અર્થાત્ જેને બુદ્ધિવિજ્ઞાન ઈત્યાદિના નામથી કહેવામાં આવે છે તેના તાદાત્મ્યાધ્યાસે કરીને આત્માને વિષે કર્તૃત્વાદિ આરોપ કરે છે. અર્થાત્ સર્વ કર્મોની જન્મ-ભૂમિ અજ્ઞાન અને માયા છે.

દુઃખ નિવૃત્તિનો ઉપાય જગતના મિથ્યાત્વનું ઉપલક જ્ઞાન નથી. પરંતુ જગત્ મિથ્યા હોવાથી વાસનાના—આશ્રય તથા વિષય વિગેરે સ્વપ્ન પદાર્થોની પેઠે અવિદ્યમાન હોવાથી મૃગજળવત્ ભાસતા વ્યવહારિક તથા પ્રાતિભાસિક પક્ષ શૂન્ય હોવાથી જેનું ચિત્ત સદા વિલીન રહે છે તેવું દઢજ્ઞાન[2] દુઃખ નિવૃત્તિનો હેતુ છે.

**न देवा दण्डमादाय रक्षन्ति पशुपालवत् ।**
**यं हि रक्षितुमिच्छन्ति बुद्ध्या संयोजयन्ति तम् ॥**

પશુઓના રખેવાળની માફક દેવતાઓ હાથમાં લાકડી લઈ ગોવાળી કરતા નથી, પરંતુ પ્રતિબંધનો ક્ષય અર્થાત્ સંસારાસક્તિનો નાશ કરી બુદ્ધિને પરમ ધર્મમાં યોજે છે.

**अयमात्मा नित्यसिद्धः प्रमाणे सति भासते ॥**

આત્મા નિત્યસિદ્ધ છે એવું પ્રમાણો વડે કરીને જાણવામાં

---

૨ જ્યારે દુઃખ પ્રાપ્ત થાય છે ત્યારે તેથી મુક્ત થવામાં બાંધવો, દ્રવ્ય, કુળ, વીર્ય, વિદ્વત્તા, અને મંત્ર આમાંનું કાંઈ પણ સમર્થ થતું નથી, પરંતુ શમાદિરૂપ સત્ત્વ, ધીરજથી શાંતિ થાય છે. તથા "**तच्छांतिरौषधैर्दानैर्जप होमार्चनादिभिः**" ઔષધ, દાન, જપ, હોમ, અર્ચન આદિથી કરે એવું પ્રારબ્ધ કર્મમાં અત્યંત ભક્તિવાળા મનુષ્યને માટે ઉપરનું શાસ્ત્ર વચન છે. અને જ્ઞાનીની દ્રષ્ટિમાં પ્રારબ્ધ કર્મ એટલે મુડદાની પેઠે છાયારૂપે ભાસતું શરીર વમન કરી નાખેલ પદાર્થની પેઠે હોય છે. એટલે તેનું ગ્રહણ અથવા આસક્તિ નિંદાનો જ હેતુ છે.

આવે છે. તત્ત્વવેત્તા ગુરુની કૃપાવડે પ્રાપ્ત એવો જે વિચાર; જે માણસને સહકારી વા અનુકૂલ થાય એટલે કે જેને ગળે ઉતરે તેને તો સર્વોત્કૃષ્ટ અને મહાન ફળના હેતુવાળું આત્મ-જ્ઞાન સુલભ અને અનાયાસવડે જ પ્રાપ્ત થાય છે. એવા સુલભ-માર્ગ વિષે સર્વ પ્રાણીઓની પ્રવૃત્તિ ન થવાનાં મુખ્ય કારણો એવાં હોય છે કે; ભ્રાંત ભેદવાદી મનુષ્યોના સંગના સંસ્કારવડે અનર્થના હેતુવાળી અશ્રદ્ધા જ કારણ છે. હવે જણાવવાનું કે બ્રહ્મ આત્માની ઐકયતાનું સાધન વિચાર, અને તેનું ફળ જે મોક્ષ એવું શાસ્ત્રોમાં જણાવેલું છે. તે ત્રણે બાબતોને "अश्रद्दधानाः पुरुषाधर्मस्यास्य परंतप ॥" અશ્રદ્ધાવડે અપ્રમાણરુપ માને છે અને મનાવે છે. જેથી કરીને "अप्राप्यमांनिवर्त्तते मृत्युसंसारवर्त्मनि" ॥ મૃત્યુ યુક્ત સંસારરુપ માર્ગ વિષે ભ્રમણ કરે છે.

"આત્માની સિદ્ધિથી યાવન્માત્ર જગતની સિદ્ધિ છે, પરંતુ સન્દિગ્ધ મનુષ્યોની શંકા–નિવૃત્તિના માટે શ્રુતિ, સ્મૃતિ વગેરે સત્ શાસ્ત્રોના અવાજે આત્માની સત્તાને સ્થળ સ્થળપર પ્રમાણ આપી રહ્યાં છે; પરંતુ તે સર્વે શાસ્ત્રો અને પ્રમાણો પરમાત્માના પત્રો છે અને આત્માને જાણવા માટેની જ વ્યુત્પત્તિઓ છે." શ્રી નિશ્ચલદાસજી કૃત વિચારચંદ્રોદય ગ્રંથ વાંચો."

એક વાણીઆને અથવા પારસીને બ્રાહ્મણ બનાવી બીજા બ્રાહ્મણો પોતાની સાથે લઈ જાય છે અને ભલામણ કરે છે કેઃ બ્રાહ્મણોહં–હું બ્રાહ્મણ છું એમ ગોખતો રહેજે જોજે હો! ભુલતો નહીં; અને વૈશ્ય કે પારસી છું એવું ભૂલી જજે. તેથી તે ગોખ્યા કરે છે. અર્થાત્ બોલ્યા કરે છે. પરંતુ પેલા બ્રાહ્મણોને એવી રીતે બોલ્યા કરવાની કશી જરૂરજ નથી, કારણ કે તેના અંતઃપટપર એવા સંસ્કારનો વધાર બેસી ગયો છે કે અમે બ્રાહ્મણ જ છીએ. તેમ સ્વરૂપે હું બ્રહ્મજ છું, એવું નિદિધ્યાસન વડે જેણે સિદ્ધ દ્રઢ કરેલું હોય છે તેને તેવી રીતે વારંવાર બોલ્યા કરવાની જરૂર નથી.

જેમકે મારૂં નામ પરમાનન્દ છે, તો પછી હું પરમાનન્દ છું–હું પરમાનન્દ છું એવી રીતે ગોખવાની શી જરૂર !'

"આત્માથી ભિન્ન બીજા પ્રકારનો [૧] બોધ કરવાવાળા મત, પંથ, સંપ્રદાયો,–વાડાઓમાં સારી રીતે જકડાયલા મેંઢાઓના અંતઃ પટપર વાડાઓની શિક્ષાપત્રીઓની એવી સજ્જડ છાપ બેઠેલી જોવામાં આવે છે. (કાલી નીકળે નહીં અને......) જેથી છદને દિવસે કમોત થાય છે.

'પરમાત્માને તેના ગુણ ગણીને સમજવા કરતાં તેના ગુણ ગણાય તેમ નથી એમ માનવાથી તમો તેને વધારે સારી રીતે જાણી શકશો.'

'રાગ અને દ્વેષ બંને જોડીયા ભાઈ છે. જ્યાં રાગ ત્યાં દ્વેષ પણ રહેલો જ હોય છે.'

'હાસ્ય વિનોદાદિકમાં અંતઃકરણ વાણીના વિષયના આકારે થાય છે.'

'આ સાકર વસ્તુ છે અથવા જાણવામાં આવી શકે છે એવું, મન તથા બુદ્ધિનું સાવયવપણું જે વડે જણાય છે તે આત્મદેવજ તું છો.

'અનુભવજનક શબ્દો સત્પુરૂષો પોતાના હિતના માટે ગ્રહણ કરે છે ત્યારે મૂર્ખ માણસો વિવાદ માટે ગ્રહણ કરે છે.'

'જ્ઞાન અને કર્મ એ બંનેના ભિન્ન ભિન્ન જ અધિકારી હોય છે, અને જ્ઞાન નિષ્ઠાના ઉપાય રૂપ જે નિષ્કામ કર્મનિષ્ઠા છે તેમાં કર્મનિષ્ઠા પ્રધાનરૂપે છે અને એવી નિષ્કામ કર્મનિષ્ઠામાં જ્ઞાન ગૌણરૂપે રહે છે. કારણ કે **દીવો લઈ સૂર્યને જોવાય નહીં.**'

---

૧ કાકો અજમેર ગયા કાગળે રે; કરી વાંચનારે કાણ્ય. સારાંશઃ—કાગડાઓ જેમ પહેલી આંખો ફોડી નાંખે છે; તેમ તેવા ગુરૂઓ કુતર્કો કરી શ્રોતા-(મેંઢા) ઓની આંખે અનાત્મ પાટા જકડીને બાંધે છે. અને પારધિ જેમ વીણાજંતર વગાડી મૃગલાંને એકઠાં કરે છે; અને તે બિચારાનો તીખાં બાણ વડે પ્રાણ હરે છે. તથા "अंतः शाक्ता बहिः शैवाः सभामध्ये च वैष्णवाः नानारूपधराः कौला विचरंति महीतले ॥" એવા મનુષ્યોથી સાવધાન રહેવું.

'વાસના અવાંતર ભેદે કરીને ઘણા પ્રકારની હોય છે પરંતુ સારરૂપે એટલુંજ જાણવાનું કે વગર વિચારે સંકલ્પ ઉત્પન્ન થઈ મનને કલેશમાં લઈ જાય તેનું નામ વાસના.'

'લોકોને કર્મના આચરણમાં જ્ઞાનદ્રષ્ટિ છે કારણ કે સાંપ્રદાયિક લોકો સૂર્ય, ચંદ્ર, ઈંદ્ર, વરૂણ, અગ્નિ વિગેરેમાં પરમાત્માની પૂજા કરે છે. પરન્તુ તે તેમનું ભજન પદ્ધતિપુરઃસરનું ન હોઈને ભ્રમપૂર્ણ હોય છે; માટે આચરણનું જ્ઞાન પણ નિર્દોષ થવાથી ફળ વ્યાપ્તિ થાય છે.'

'વાર્તિકકાર પ્રૌઢીવાદનો આશ્રય કરીને ત્રિવર્ણસુધી સંન્યાસની હા પાડે છે. પરન્તુ ખરો માનસ ત્યાગ અને બ્રહ્મભાવ તેમાં વાસ્તવિક રીતે વર્ણભેદ ક્યાં?

'પાપી જીવને પ્રાણ છૂટતી વખતે એક સહસ્ર વીંછીની વેદના તથા જન્મભરનાં પાપો ભયાનકરૂપ ધારણ કરી તેની સામે ઉપસ્થિત થાય છે અર્થાત્ વિશ્વદ્રષ્ટિ પ્રાપ્ત થાય છે તથા વાત, પિત્ત, કફ ઘોર શત્રુની માફક પોતાનું રૂપ દેખાડે છે કે જેનું વર્ણન[૧] કરી શકાતું નથી, એવી મર્માન્તિક વેદના થાય છે. પરમાત્મા કહે છે કે "સબદિન તેરા હૈ એકદિન મેરા હૈ." માટે મનુષ્યે જાણવું કે મૃત્યુ એક અજબ (ભયંકર) સમય છે એવું જાણીને જ્ઞાની તથા અજ્ઞાનીએ મન, વાણી અને કર્મથી થતાં પાપોનો સંયમ કરવો. તથા હૃદયગત અનૃતને ત્યજવું.

**"वाक्संयमो हि नृपते सुदुष्करतमो मतः ॥"**

મનુષ્ય જે જે વખતે જે જે શબ્દો ઉચ્ચારે છે તે તે શબ્દો ઉચ્ચારવામાં અંતઃકરણનો હેતુ શું છે, સમતાનો હેતુ છે, કે વિષમતા છે, શ્લાઘા, કપટતા, તીવ્રતા, આક્ષેપ, કે કોઈ બીજા પ્રકારની પાપનિષ્ઠા છે. તે બાબતનો વિચાર કરી વાણી તથા શરીરની ચેષ્ટાને

---

૧ એક ધૈર્યવાન મનુષ્યના મરણ વખતે તેને પૂછવામાં આવ્યું કે તમે વ્યાકુળ કેમ છો? શું થાય છે? તેમણે ધૈર્યથી જણાવ્યું કે હું મરવાથી ડરતો નથી પરંતુ વેદનાનું વર્ણન કરી સમજાવી શકાય તેમ નથી, એટલામાં તેનો પ્રાણ છૂટી ગયો.

નિયમમાં રાખવાનો પ્રયત્ન થાય તો કરવો, કારણ કે; **सुखस्य दुःखस्य न कोऽपिदाता । परो ददातीति कुबुद्धिरेषा ॥** સર્પની માફક પોતાનું ઓકેલું ઝેર પોતાને જ ખાવું પડે છે એવો પરમાત્માનો નિયમ (કાયદો) છે. ઉપરની બાબતનો વિચાર થવો એ મહાન પુણ્યનું ફલ છે અને અભ્યુદયનું ચિન્હ છે. પરંતુ એવો કોઈક જ મનુષ્ય જન્મે છે.

**सत्यात् नास्ति परोधर्मः ॥** સત્ય બોલનાર મનુષ્યને બાર વરસે વચન સિદ્ધિ પ્રાપ્ત થાય છે. અને સત્ય બોલનારની વાણીમાં કેટલી શક્તિ રહે છે તેનો એક દ્રષ્ટાંતઃ–અશ્વમેધ પર્વ અ૦ ૧૫૦ શ્લોક ૧૯–૨૨–૨૩ અર્જુન બોલે છે કે; હસવામાં પણ હું જૂ હું ન બોલ્યો હોઉં, મેં રણમાં પાછી પાની ન કરી હોય, સત્ય અને સદાચાર સદા મારામાં સ્થિત રહ્યા હોય, કંસ તથા કેસીને મારવામાં ભીમે ધર્મથી કામ કર્યું હોય તો તે ધર્મના પ્રભાવથી અભીમન્યુનો મરેલો પુત્ર જીવતો થાવ. તેમ જ દશરથ, શીબી, ધર્મરાજા, મયુરધ્વજ, રૂકમાનંદ, અલર્ક, અને હરિશ્ચંદ્ર આદિ અનેક દ્રષ્ટાંતો શાસ્ત્રો ઉપરથી મલી આવે છે.

કલિયુગનું સ્વરૂપ અસત્ય હોવાથી જૂઠ વધારે ફલીભૂત થતું જણાય પરંતુ તેનું પરિણામ ભયંકર જ હોય છે,

રાજા સત્યવ્રતે પોતાની પ્રતિજ્ઞા પાલન કરવા માટે શનીશ્વરની મૂર્તિ ખરીદ કરી બાદ લક્ષ્મી, ધર્મ, કર્મ વિદાય થયા. અને સત્ય વિદાય થતાં તેમણે કહ્યું કે તારા માટે મેં આ કામ કર્યું એટલે એના રહેવાથી સર્વને આવવું જ પડયું.

**धनानि भूमौ पशवश्चगोष्टे भार्या गृहद्वारि जन श्मशाने ।**
**देहश्चितायां परलोक मार्गे कर्मानुगोगच्छति जीव एकः ॥**

સારાંશ કે પોતાના માટે તથા કુટુંબના માટે પાપો કરીને મેળવેલું ધન વિગેરે અહિંનું અહીંજ રહે છે અને તે પાપનું ફળ કરનારને જ ભોગવવું પડે છે.

**મહર્ષિ વાલ્મીક ઋષિ**:—ભીલ જ્ઞાતિમાં જન્મેલા હતા અને પૂર્વાવસ્થામાં તેઓ મુસાફરોને લૂંટી–પડાવી–તથા જાનવરોને મારી કુટુંબનું ભરણ પોષણ કરતા હતા. એવું ઘણા વખત સુધી ચાલ્યું. એટલામાં એક દિવસે રસ્તેથી સપ્તઋષિ નીકળ્યા કે તરત જ વાલીયો ભીલ તેને લુંટવા મારવા પ્રવૃત્ત થયો. ઋષિઓએ તેમને લુંટવા તો દીધો અને મારવાનું કરે છે ત્યારે ઋષિઓએ કહ્યું કે આ બધું ભલે લઈ જા, અને મારવા હોય તો મારજે પણ અમો પૂછીએ છીએ કે આ બધું તું કોના માટે કરે છે? અને જેના જેના માટે કરતો હોય તે સર્વને પૂછી આવ કે--તમારા માટે હું અનેક પાપો કરી રહ્યો છું તેમાં તમે ભાગીદાર ખરા કે કેમ? એવું સાંભળી વાલીયો કહે ઠીક છે હું પૂછી આવું, પણ તમે ભાગી જાઓ તો? ત્યારે ઋષિઓએ કહ્યું કે અમે વચન આપીએ છીએ, અને સત્યવાદી છીએ, અને પ્રતિજ્ઞા કરીએ છીએ કે અમે બોલ્યું ફરવાના નથી. ઉદ્ધારક ઋષિઓએ આટલું કહેવા છતાં પણ પોતાના જાતિસ્વભાવ પ્રમાણે કષ્ટ દીધું, તે સાતે જણાને બાંધીને ઝાડ સાથે જકડયા. અને ઘેર પૂછવા ગયો. માબાપે સાફ સાફ જણાવી દીધું કે પાપ હોય કે જે હોય તે તુંજ ભોગવ. અમારે તેમાં કાંઈ લેવા દેવા નથી, બાઈડીએ પણ તેવો જ જવાબ આપ્યો, છોકરાંને પૂછયું ત્યારે તેમણે પણ તેવોજ જવાબ દીધો, તથા ભાઇભાંડુએ પણ તેવીજ રીતે જણાવી દીધું કે તારા પાપના અમો ભાગીદાર નથી. બધા તરફથી આવો ખુલાસો થતાં તે પાછો ઋષિઓ પાસે આવ્યો અને સર્વેની હકીકત જણાવી. ત્યારે ઋષિઓએ કહ્યું કે **જો ભાઈ તારાં માબાપ, બૈરી, છોકરાં, ભાઈભાંડુ વગેરે વ્હાલામાં વ્હાલાં અને નજીકનાં હોવા છતાં કોઈ પણ તારા પાપનો અંગીકાર કરવા તૈયાર થયા નહીં**. તો પછી......હવે સારાં કામ કરી લે એટલે વાલીયાએ ઋષિનું શરણ લીધું અને વાલ્મીક ઋષિ–અને મહર્ષિ થયા.

**क्लेशमूलः कर्माशयो द्रष्टाऽद्रष्ट जन्म वेदनीयः ।**
**सतिमूले तद्विपाको जात्यायु भोगः ॥**
**आयुः कर्म च वित्तं च विद्या निधन मेव च ।**
**पंचैतानि विलिख्यंते गर्भस्थस्यैव देहिनः ॥**

ભાવાર્થઃ—પૂર્વે થઈ ગએલા અનંત જન્માંતરોમાં કાયિક, વાચિક અને માનસિક દ્વારા જેવાં જેવાં પાપ–પુણ્યાદિ કર્મ કરેલાં હોય છે, તેને અનુસરીને મનુષ્યને આયુષ્ય, કર્મ, ધન, વિદ્યા, અને મૃત્યુ એ પાંચે વાનાં ગર્ભસ્થાનમાં જ પ્રાપ્ત થએલા હોય છે, તેને કર્માશય અર્થાત્ વિધાતા કહેવામાં આવે છે. “**अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् । ना भुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि** ” ॥ માટે “**भवितव्य नियोगेन भाव्यंभवति नाऽन्यथा** ” ॥ **પ્રારબ્ધ કર્મવડે નિર્માણ થયેલું એવું જે જે કાળે ભલું અથવા ખરાબ ફળ પ્રાપ્ત થવાનું હોય તે કદાપિ પણ અન્યથા કરી શકાતું નથી.**

સુનહુ ભરત ભાવી પ્રબલ, બિલખિ કહે મુનિનાથ !
હાનિ લાભ જીવન મરણ, યશ અપયશ વિધિ હાથ ॥

**हुईहै सोईजु राम रच राखा; को करि तर्क बढावहि शाखा ॥**

**તાત્પર્ય કે ભાગ્યરૂપી પાત્ર મર્યાદિત છે તેમાં જેટલું અને જેવું નિર્માણ થયેલું હોય તે તે પ્રમાણે ગામમાં કે અરણ્યમાં અવશ્ય પ્રાપ્ત થાય છે.**

ત્રાટકઃ—કોઇપણ સૂક્ષ્મ લક્ષપર દ્રષ્ટિને સ્થિર સ્થાપવાની કળાને ત્રાટક કહે છે. તેમાં આરંભથી અંતપર્યંત આઠ પ્રકારની સ્થિતિ અનુભવાય છે, પરંતુ પદ્ધતિ જાણ્યા વિના આંખને નુકસાન પણ થાય છે.

**મિત્રાઃ**—પાંપણો તથા પોપચાનું ન મળવું, **તારા**–કીકીની કંઈક સ્થિરતા, **બલા**–કીકીની વિશેષ સ્થિરતા, **દીપ્રા**–પ્રકાશાનુભવ,

સ્થિરા-મનની સ્થિરતા, કાંતા-ધ્યેયમાં પ્રીતિ, પ્રભા-ધ્યેયનો કંઇક અનુભવ, પરા-ધ્યેયનો વિશેષ અનુભવ.

**જ્ઞાનીને પાંચ અનુભવ પર્યંત ત્રાટક સિદ્ધ હોય છે.**

"**સ્વરોદય**--મનુષ્યના પ્રાણની ગતિ બાર આંગળ હોય છે. અને તે પ્રાણ કલાને ન્યૂન કરવાની રીતને સ્વરોદય કહેવામાં આવે છે.

(૧૧) આંગળ કરવાથી નિષ્કામતા પ્રાપ્ત થાય છે. (૧૦) આંગળ કરવાથી સર્વ નાડી સ્થંભાકાર થાય છે. તૃષ્ણાનો નાશ થઇ આનંદ-સુખની પ્રાપ્તિ થાય છે. (૯) આંગળથી મનના સંકલ્પો નાશ પામે છે. તથા વેદાંતના ગૂઢ તાત્પર્યવાળા અર્થો જાણી શકવાની અલૌકિક શક્તિ પ્રાપ્ત થાય છે. (૮) આંગળથી મનનો બાહ્યવેગ શાંત થતો જાય છે, તથા વાચાસિદ્ધિ પણ થાય છે. (૭) આંગળથી દૂર દ્રષ્ટિની પ્રાપ્તિ. (૬) આંગળથી આકાશગમન પ્રાપ્તિ, તથા દેવો વિગેરે લોકોનો અનુભવ (૫) આંગળથી પ્રચંડ વેગની પ્રાપ્તિ, તથા સંકલ્પાનુસાર દેવોનું દર્શન. (૪) આંગળથી અષ્ટસિદ્ધિની પ્રાપ્તિ, મુક્તસ્થિતિ. (૩) આંગળથી નવનિધિની પ્રાપ્તિ, તથા સર્વ જગતમાં જે બનવાનું હોય તે જાણી શકે; અર્થાત્ ચિત્તમાં તેવા પ્રકારના સંકલ્પો અનુભવાય. (૨) આંગળથી દસ પ્રકારના સ્વરૂપની પ્રાપ્તિ, તથા પરકાયા પ્રવેશ. (૧) આંગળથી છાયા નિવૃત્તિ; અર્થાત્ બાહ્યચેતના અસ્પષ્ટ થાય છે. અને બાર આંગળ ન્યૂન કરવાથી તુરીયાવસ્થાને પ્રાપ્ત થાય છે અર્થાત્ બ્રહ્મમાં સ્થિતિ.

**તંદ્રારોપક ને તંદ્રાભાજન પ્રયોગ**--કેટલાક દરદીઓ ઉપર આ પ્રયોગ કરવામાં આવે છે અને ફાયદો પણ થાય છે. પરંતુ ઘણી બાબતની કાળજીવાળો હોવાથી કદાચિત જોખમકારક પણ થઈ પડે.

" તથા જડપદાર્થ વિજ્ઞાનીઓ અને સુધરેલા લોકો તરફથી થતી કેટલીક ક્રિયાઓ અને પ્રયોગો જેવા કે--મેસમેરીઝમ, હિપ્નોટીઝમ આદિ ક્રિયાનો વિચાર કરી જોતાં જણાય છે કે રાજયોગના અમુક તત્ત્વોવડે થતી હોય તેવું અનુમાન થાય છે.

"પ્રેતવાહન વિદ્યા—નિર્બળ પ્રાણ પ્રવાહવાળા અને બેભાન થએલા પ્રેતગ્રસ્ત મનુષ્યદ્વારા અનેક પ્રકારના ચમત્કારો બને છે, સારાંશ એટલો જ કે નબળા પ્રાણ પ્રવાહવાળામાં પાસેના લોકોના દૃઢ સંકલ્પનો કે સૂક્ષ્મ શરીરધારી કોઇ પ્રેતનો આવિર્ભાવ એટલુંજ. માટે મોક્ષેચ્છુએ આવી બાબતમાં પ્રભુનો આવિર્ભાવ-ઓતાર માની આસક્ત થવું નહીં. "યોગકૌસ્તુભ"

## "અરિષ્ટોનાં ચિન્હો"

**सर्वे क्षयान्ता निचयाः पतनान्ताः समुच्छ्रया ।**
**संयोगा विप्रयोगान्ताः सर्वे संसारवर्त्मनि ॥**

વૃદ્ધિને અંતે ક્ષય, ઉન્નતિને અંતે પતન, સંયોગને અંતે વિયોગ એવી રીતે સંસારમાર્ગમાં સર્વની વ્યવસ્થા છે.

'જે મનુષ્ય પૂર્વે જોએલી પોતાની અરૂંધતીને એટલે જીભના અગ્રભાગને, તથા ધ્રુવસ્થાનને એટલે નાસિકાના અગ્રભાગને જોતાં દેખાય નહિં. તથા દીવો અને પૂનમનો ચંદ્ર જમણી બાજુથી ખંડિત દેખાય તેનું આયુષ્ય એક વરસનું જાણવું.

'જે બીજાના નેત્રમાં પોતાની આકૃતિ છાયાને દેખતા નથી તે પણ એક વરસ જીવે છે.'

'જે મનુષ્ય કાંતિવાળો અને બહુ બુદ્ધિવાળો હોય તે કાંતિહીન તથા બુદ્ધિહીન થઈ જાય અથવા જેની જે પ્રકૃતિ હોય તે બદલાઈ જાય તો તે છ માસમાં મૃત્યુ પામે છે.

'જે મનુષ્ય દેવાલયમાં રહીને સુગંધવાળા પદાર્થના વાયુને પણ શબના સરખો જાણે તે સાત દિવસમાં મૃત્યુ પામે છે.'

'કરોળિયાની જાળમાં જેવું ચક્ર હોય છે અને જેવાં છિદ્ર હોય હોય છે તેવાં છિદ્રવાળો સૂર્ય કે ચંદ્ર જોવામાં આવે તો સાત દિવસમાં મૃત્યુ થાય છે.'

'જેના કાન અને નાક વળી જાય અર્થાત્ નમી જાય, તથા-

જેના દાંત અને નેત્રનો રંગ બદલાઈ જાય અને જેની સંજ્ઞાનો લોપ થાય એટલે બેભાન થાય તે તત્કાળ મરણ પામે છે.'

'એકાએક જેનું ડાબું નેત્ર ઝરવા માંડે અને મસ્તકમાંથી ધુમાડો નીકળે તેનું તત્કાળ મૃત્યુ થાય છે. "યાજ્ઞવલ્કય"

**धनेषु जीवितव्ये च स्त्रीषु चाहारकर्मसु ।**
**अतृप्ताः प्राणिनः सर्वे याता यास्यंतियांति च ॥**

અર્થ—ધનમાં, જીવનમાં, ભોજનમાં, તથા કર્મકાર્યોમાં પ્રાણીઓ અસંતુષ્ટ ગયા છે "**नु नं तु बलवान्लोके कृतान्तः सर्वमादिशम्**" ॥ સર્વને આદેશ દેતો કાળ લોકોમાં બળવાન છે. "**कृतान्तस्य गतिः दुर्विभाव्या सदा भुवि** ॥" અને કાળની ગતી લોકમાં દુર્વિભાવ્ય—ન જાણી શકાય તેવી છે.

આ પૃથ્વીના તમામ ખાદ્ય પદાર્થો સુવર્ણાદિક ધન, ગો, અશ્વાદિક પશુ, તથા તમામ સુંદર સ્ત્રીઓ વિગેરે, કામનાવાલા એક જ માણસને પ્રાપ્ત થાય તો પણ તેને તૃપ્તી ન થતાં તેની કામના વૃદ્ધિને જ પ્રાપ્ત થાય છે.

શબ્દાદિ વિષય, રાજ્યની વિભુતિ, ભૂમિ, સેના, કોષ, નોકર, ચાકર, મન્ત્રી તથા પ્રિયજન આ બધું ચળાયમાન છે. અને—એ બધા શોક, મોહ, ભય, અને પીડાને આપવાવાળા છે. ગંધર્વનગરની પેઠે કોઈ વખતે **પોતાની મેળે ઉપસ્થિત થાય છે, અને પોતાની મેળાએ ચાલ્યા જાય છે**, વાસ્તવીક રીતે આ સમસ્ત માયીક મનોરથ સ્વપ્નવત્ છે.

**प्रियं त्वां रोत्स्यतीत्येवमुत्तरं वक्ति तत्त्ववित् ।**
**स्वोक्तस्य प्रियदुष्टत्वं शिष्यो वेत्ति विवेकतः ॥**

તત્ત્વવિત્ પુરુષ શિષ્ય તથા પ્રતિવાદી બંનેના પ્રતિ કહે છે કે તારી ધારેલી જે જે પ્રિય વસ્તુ છે તે તને રોવરાવશે. એટલે શિષ્ય પ્રિયનું સદોષપણું જાણી જાય છે.

ગૂંજતેથે જીનકે ડંકેસે, જમીનો આસમાન,
ચુપ પડે હૈ મકબરોમેં, હૂં વહાં કુછભી નહીં;
તખ્તવાલોંકા પતા, દેતે હૈ તખ્તે ગોરકે,
ખોજ મિલતે હૈ યહાંતક, બાદ અજાં કુછભી નહીં.

" संमीलने नयनयोर्न हि किंचिदस्ति । "

" પ્રાણોત્ક્રમણનો પ્રકાર "

**જ્ઞાનીના પ્રાણ ઉત્ક્રમણ કરતા નથી**, અજ્ઞાનીના પ્રાણોત્ક્રમણના સ્થાન અને થનારી ગતિ.

" બંને ચરણથી ઉત્ક્રમણ કરનાર વિષ્ણુના સ્થાનને પામે છે. બંને જંઘાથી વસુઓને. ઘુંટણથી સાધ્ય દેવોને. ગુદાથી મિત્રદેવને. જઘનથી પૃથ્વીદેવને. ઉરૂસ્થાનની પ્રજાપતિને. બંને પાસાથી મરૂતદેવોને. નાભિથી ઈંદ્રત્વને. બંને બાહુથી ઇંદ્રને. છાતીથી રૂદ્રને. ગ્રીવાથી શ્રેષ્ઠ નરદેવને. મુખથી વિશ્વદેવોને. શ્રોત્રથી દિશાઓને. ઘ્રાણથી ગંધ વહન કરનાર વાયુને. નેત્રથી અગ્નિને. ભમરોથી અશ્વિનીપુત્રોને. લલાટથી પિતૃઓને. મૂર્ધાસ્થાનથી બ્રહ્મદેવને પામે છે. એવી રીતે જે જે સ્થાનથી પ્રાણોત્ક્રમણ થાય છે તે તે સ્થાનનો જે જે આધાર દેવ હોય તે તે દેવને પામે છે.

" યાજ્ઞવલ્કય "

**एके वृक्षे समारूढा नानावर्णा विहंगमाः ।**
**प्रभाते दिक्षु दशसु यांति का परिदेवना ॥**

જાતજાતના પક્ષી રાત્રિના સમયે એક જ ઝાડ ઉપર બેસે છે અને સવારે દશે દિશામાં ચાલ્યાં જાય છે તેનો હર્ષ શોક શું?

એક ઠેકાણે પુત્ર જન્મ્યો જાણીને મિત્રો જયાફત ( પ્લેજર-ઉજાણી ) આપવાનું કહે છે. તે રસ્તે જતા એક નિઃસ્પૃહી સંતે સાંભળ્યું. પછી બોલ્યા કે જ્યાફત શું આપો છો ભાઈઓ! એ તો આફત આવી. કારણકે સુખે સુતાં હતાં તે હવે રાત દહાડો કાળજી લાગી

અને ફીકરના અનેક પ્રવાહમાં પડશો. તે ક્યાં સુધી તેમાં તણાતો જવાનો કે જીવશે ત્યાંસુધી.

**અવલોકી સુખ ઉપરનું, ગણીયે નહિ સદ્‌ભાગ્ય,**
**છે પૃથ્વીના પેટમાં, સદા સળગતી આગ્ય.**

પ્રાણી ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે તે વાતનો પત્તો નથી. પણ અદ્રશ્યથી આવે છે અને અદ્રશ્યમાં જ જાય છે તે ફરીને મોઢું બતાવતો જ નથી. એવા આગમાપાયીમાં જન્મ ધારણ કરવાની ખુશી માનવી અને મરણને દુઃખ માનવું તેમાં શું લાભ છે વારૂ ? મૃત્યુ સર્વની પછવાડે લાગેલું છે, ત્યારે મરેલાના જન્મથી ખુશી થવામાં શું ફળ છે? અને જેના આવવાથી ખુશી થાય છે, તેના જવાથી દુઃખ પણ થશે.

**यावन्तः कुरुते जंतुः संबन्धान्मनसः प्रियान् ।**
**तावन्तोऽस्य निखन्यन्ते हृदये शोकशङ्कवः ॥**

મનુષ્ય જેટલા સંબંધ મનને પ્રિય કરે છે તેટલા તેના હૃદયમાં શોકના ખીલા ઠોકાય છે. માટે આવવાની ખુશી ન મનાય તો જવાથી દુઃખ પણ ન થાય. માટે જ્ઞાનનું કર્તવ્ય એટલુંજ કે પુત્રનું આતિથ્ય કરવા માટે તૈયાર રહેવું. તેનો તન, મન, અને વાણીથી સત્કાર કરવો, અને '**गतासून गतासूंश्च नानु शोचन्ति पण्डिताः**'। તેના આવવા જવામાં હર્ષશોક ન માનતાં ગમે તે આવો જાઓ, એવા ભાવપૂર્વક ભવપ્રવાસ પૂર્ણ કરવો. તાત્પર્ય કે આવા અનિત્ય સંસારમાં જન્મ પામી બીજી વખત જન્મવું ન પડે તેજ કાર્ય કરવાનું છે અને જે મનુષ્ય જન્મ અને મરણને[1] એક સરખું ગણે છે તે જ ચતુર છે.

---

૧. મૃત્યુ એ અકસ્માત નથી પણ નિર્માણ છે, કારણ કે અકસ્માતથી જો મૃત્યુ થતું હોત તો આ શરીરને અનેક ભયંકર અકસ્માતો ઘણી વખત ફરી વળ્યા હતા કે તેમાંથી શરીર કદી પણ બચી શકે જ નહીં; માટે આવા પ્રકારના સ્વાનુભવનો તાત્પર્ય એટલો જ કે જેવી રીતે નિર્માણ હોય તેવી જ

"**जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च**" ॥ જેનો જન્મ તેનું મૃત્યુ, અને જેનું મૃત્યુ તેનો જન્મ નિશ્ચિત જ છે.

**"પ્રારબ્ધ અને પુરૂષાર્થ સંબંધેના એક પ્રશ્નનો ઉત્તર"**

પ્રારબ્ધ એટલે પૂર્વના અનંત જન્મોમાં જે જે પદાર્થોની ઇચ્છાનુસાર કરેલાં શુભાશુભ કર્મોના અભ્યાસના સંસ્કારાનુસાર પ્રવૃત્તિ કરનારૂં અને તેના ફળભોગ તરીકેનું સુખ દુઃખાદિનો અનુભવ કરનારૂં આ સ્થૂળ શરીર તેને પ્રારબ્ધ કહેવામાં આવે છે.

"કર્મનો શાસ્ત્રીય દ્રષ્ટીએ વિચાર કરીએ તો એટલો જ થાય કે ક્રિયા માત્ર એમ સમજવાનું છે. પરન્તુ અમુક ધર્મ, કે અમુક દેવદર્શનાદિ, કે યજ્ઞયાગાદિ, કે ભજન કીર્તન તેટલુંજ કર્મ ગણાય નહીં, પણ કારણ સમૂહ એટલે મન, વાણી, અને કાયાથી જે જે **ક્રિયા માત્ર થાય તે બધી ક્રિયા કર્મમાં જ ગણાય.** તદનુસાર કર્મના ત્રણ પ્રકાર છે.

**कर्म** એટલે સકામ અથવા નિષ્કામપણાથી ઈશ્વરપ્રીત્યર્થે કરવામાં આવેલાં શાસ્ત્રવિહિત જે જે પુણ્ય કર્મો તે બધાં શુભ કર્મો ગણાય છે. જેવાં કે દયા, દાન, પરોપકાર, જપ, તપ, વ્રત, અનુષ્ઠાન ઈત્યાદિ અનેક શાખાઓ છે.

**अकर्म तथा विकर्म**—શાસ્ત્ર વિહિત નહીં એવા પ્રકારનાં તથા અજ્ઞાત પાપોનો જે સમુદાય તે, તથા જાણતાં છતાં કરેલાં એવાં જે જે પ્રકારનાં જ્ઞાત પાપો તે બધાં અકર્મ અને વિકર્મ તરીકેનાં ઉપપાતકોના પણ ઘણા પ્રકાર છે.

---

રીતે અને સમયે શરીર પડે છે. જે જે નિમિત્તે દેહનું પડવું થવાનું થાય છે, ત્યાં સાક્ષીભાવે દેખતાં આતમ નહીં ભરમાય છે.

આ જગતમાં તારા સ્થૂળ દેહનો જન્મ થયો ત્યારે તારી સાથે તારો નિયંતા એક જ હતો, તેમજ વિરામ વખતે પણ તે એકજ રહેવાનો; માટે પ્રતિબીંબીત (દેહાદિ)માં મમત્વ કરીશ નહી.

પુરૂષાર્થ ત્રણ પ્રકારના હોય છે. ઐહિક, પારલૌકિક, અને પારમાર્થિક; તેમાં ઐહિક અને પારલૌકિક પુરૂષાર્થની વ્યાખ્યા એવી છે કે; તમે જે અર્થ સિદ્ધ કરવા માટે પુરૂષાર્થ કર્મ કરી રહ્યા છો તે અર્થસિદ્ધિના પુરૂષાર્થ કર્મનો પરિપાક થતાં તે તે પ્રકારે ફળ આપે છે. [ જેમ વાવેલું વૃક્ષ સમયે ફળ આપે છે તેમ ] એટલે જેવી જેવી ઇચ્છાનુસાર તે તે પ્રકારના પુરૂષાર્થ કર્મ કરવાવાળા મનુષ્યને તેવા તેવા ફળની પ્રાપ્તિ તો થાય છે. પરંતુ ઉપર જણાવેલ કાયિક, વાચિક, અને માનસિક અર્થાત્ કર્મ, અકર્મ, અને વિકર્મના બળે કરીને ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ એમ ત્રણ પ્રકારે ફળ પ્રાપ્તિ થાય છે.

તથા જાણવું કે જે થનાર હતું તે થયું અને થનાર હશે તે થશે એમ નહિ. પરન્તુ તેનો સિદ્ધાન્ત એવો છે કે, વર્તમાનમાં જે જે બનાવો બને છે, તે પૂર્વે થઈ ગયેલા કારણોના કાર્યો છે. એટલે મનુષ્યે જે થવાનું કારણ રચ્યું હતું તે થયું. અને વર્તમાનમાં થનારાં કર્મો બીજા કાર્યના કારણ છે. એટલે હવે જે થવાનું કારણ રચે છે તેજ થાય છે. કારણ કે કર્મ સ્વતંત્ર હોતું નથી. માટે મનુષ્યના પોતાના રચ્યા વિના કાર્ય કદિ રચાતું જ નથી, અને જેમ નવાં કારણો રચવાનું સામર્થ્ય ધરાવે છે તેવીજ રીતે તેને બદલી નાખવાનું સામર્થ્ય પણ પોતે જ ધરાવે છે. અને તેવા પ્રકારના સામર્થ્યને પુરૂષાર્થ તરીકે ગણવામાં આવે છે.

" પારમાર્થિક પુરૂષાર્થ એટલે—આત્મજ્ઞાન કહો, તત્ત્વજ્ઞાન કહો વા બ્રહ્મજ્ઞાન કહો અર્થાત્ પોતાના નિત્ય શુદ્ધ આત્માની યથાર્થ સમજણ મેળવવી તેને પારમાર્થિક પુરૂષાર્થ કહેવામાં આવે છે. અને જેના યોગથી **તમામ કર્મો બળી જાય છે એવું જેને સમજાય છે તેનો જન્મ સફળ છે તથા તેનેજ ગુરૂકૃપા થયેલી** છે. આવો શ્રી શ્રુતિનો અભિપ્રાય જાણવાવાળા વિદ્વાનોનો મત છે.

**આગામી કર્મ**:—એટલે જ્ઞાન થયા પછી થનારાં જે પુણ્ય—પાપાદિ કર્મોનો સમુદાય તે.

**સંચીત કર્મઃ**—એટલે જ્ઞાન પૂર્વે કરેલાં જે પુણ્ય–પાપાદિ કર્મનો સમુદાય તે સંચિત કર્મ ગણાય છે.

**संचित अने आगामी कर्मोः**—" હું **બ્રહ્મ** જ છું" આવા નિશ્ચયરૂપ જ્ઞાનવડે નાશ પામે છે; કારણ કે જ્ઞાનીના અંતઃકરણમાં "**न करोमि न भुंञ्जामि इति निश्चला मतिः**"। કર્મના કર્તા અને તેના ફલના ભોક્તાપણાનો અભ્યાસ હોતો નથી, સદા અકર્તા–અભોક્તા ભાવને અનુભવે છે; જેથી ફલ આપવાના સામર્થ્યથી રહીત થાય છે; અને તપ્ત લોહ અથવા કમળની પાંખડીપર રહેલા જળની માફક શેષ પ્રારબ્ધ વડે વા અન્યના પ્રારબ્ધ વડે જે જે કર્મો તેનાથી કરાય તે કર્મના સંસ્કાર તેના અસંગ[1] અંતઃકરણમાં પડી શકતા નથી. **સર્વે જ્ઞાનીઓનાં નિર્માણ પ્રારબ્ધકર્મ એક સરખાં હોતાં નથી**, પરન્તુ પૂર્વ જન્મમાં કરેલાં તીવ્ર શુભાશુભ કર્મના બળથી ત્રણ પ્રકારે અનુસરે છે "**इच्छाप्रारब्ध**" એટલે ઇચ્છા ઉપજાવી પ્રવૃત્તિ કરનારૂં પણ હોય છે. "**अनेच्छाप्रारब्ध**" એટલે ઇચ્છા વિના પ્રવૃતિ કરનારૂં પણ હોય છે. "**परेच्छाप्रारब्ध**" એટલે બીજાની ઇચ્છાથી પ્રવૃત્તિ કરનારૂં પણ હોય છે.

" તાત્પર્ય કે; પ્રારબ્ધકર્મને લઇને જ્ઞાનિઓની બાહ્યસ્થિતિ અને તેમના આચાર ભિન્ન ભિન્ન હોય છે. અને પોત પોતાના પ્રારબ્ધકર્મ પ્રમાણે વર્તતાં છતાં સર્વજ્ઞાનીઓનો બોધ અને તેમની મુક્તિ એટલે શરીર પડયા પછી બ્રહ્મરૂપે સ્થિતિ સરખી જ છે.

એક મહાત્મા પોતાની સહજાવસ્થામાં બેઠા હતા. ત્યાં કેટલાક શબ્દમૂઢ ગૃહસ્થોએ આવીને વીનંતી કરી, કે મહારાજ ! ત્રિવિધ તાપ[2]

---

૧ દગ્ધવસ્ત્રાવભાસ અથવા બળેલી શીંદરીની માફક.

૨ "**आध्यात्मिकदुःख**–એટલે રોગ, વૃદ્ધાવસ્થા વિગેરે શારીરિક દુઃખો તે, "**आधिभौतिक**"–એટલે વાઘ, સર્પ, મચ્છર. માકડ, તથા શત્રુ આદિથી થતી પીડા તે, "**आधिदैविक**"–એટલે વૃષ્ટિ ન થાય, દુકાળ પડે, ધરતીકંપ થાય ઇત્યાદિ.

અને જન્મ મરણરૂપ ક્લેશની નિવૃત્તિ ક્યારે થશે? મહાત્માએ કાંઈ પણ લાંબી ચોડી ચર્ચા ન કરતાં ટુંકામાં જણાવ્યું કે જ્યારે એમ સમજશો કે હું જન્મ્યો જ નથી તે જ વખતે. આ ઉત્તરનું યથાર્થ રહસ્ય બ્રહ્માત્મૈકય સાક્ષાત્કારવાન અનુભવી સિવાય અન્ય સાધારણ વ્યક્તિને સમજાય તેમ નથી. એટલામાં એક બીજું શબ્દબ્રૂફ (સત્સંગ) મંડળ આવ્યું અને વિનંતિ કરી કે મહારાજ! અમને કંઇક સંભળાવવા કૃપા કરો. મહાત્માએ ધન્યવાદ આપતાં પૂછ્યું કે તમે શું વાંચ્યું વિચાર્યું છે? તેના જવાબમાં તેઓ બોલ્યા કે ગીતા, યોગવાસિષ્ઠ પંચદશી, ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, વિગેરે ગ્રંથો વાંચી[1] નાખ્યા છે. [ચાવી નાખ્યા] ત્યારે મહાત્મા બોલ્યા કે અહોહો!!! એવા જગતગુરુના રચેલા ગ્રંથો-વાણી ઉપર તમારી શ્રદ્ધા ન બેઠી તો મારા જેવાની વાણી ઉપર શ્રદ્ધા ચોંટશે એ શું બનવા જોગ છે? અને વળી હું જે કહીશ તે પણ તે મહાપુરૂષોની જ વાણીરૂપ[2] મહાસાગરમાંની જળની કણિકા સમજવી. તે તો તમે વાંચ્યું છે. હવે તેનું પુનઃ પુનઃ મનન કરો ત્યારે એમ માનજો કે આ હું જ કહું છું. અર્થાત્ કથા કરોડની, ચર્ચા ચારની, ગુંજ બેની, અને અનુભવ એકનો...અનુભવમાં બે નહિ સમાય.

"કેટલાક માણસો કથા સાંભળવા જતાં બોલે છે કે બે ઘડી કાન પવિત્ર કરી આવીએ. અરે ભાઈ! કાનમાં શું પેસી ગયું છે કે સાફ કરવાની જરૂર પડે? અને કાનને જ સાફ કરવાની જરૂર હોય તો દવાખાને જવું જોઇએ. પરંતુ કથામાં જવાનો આશય તો કથાના શબ્દોના સારને ગ્રહણ કરવાનો છે.

---

૧. પંચાંગમાં લખેલું હોય છે કે આ વરસમાં આટલો વરસાદ થશે, પરંતુ તે પંચાંગને નીચોવશો તો તેમાંથી એક ટીપું પણ નીકળતું નથી. "शतवारं पठित्वापि हा न विद्यो जडाशयम्" ॥

૨. કલ્યાણ માસિકમાં જ્ઞાન સંબંધે અનુભવી મહાત્માઓના ઘણા સારા લેખો આવે છે.

"ધાવણા બચ્ચાવાળી સ્ત્રી ઉપવાસ કરે તો નરકગામી થાય છે એવું શાસ્ત્ર વચન છે."

"ગર્ભવતી તથા ધાવણા બચ્ચાવાળી સ્ત્રીને અતિથિની પહેલાં ભોજન કરવામાં પાપ નથી."

"કેટલાંક મનુષ્યોને મેં જોએલ છે કે ઝાડે ફરી આવીને તથા હગેલા બચ્ચાંની ગાંડ ધોઇને હાથ ઉપર માત્ર પાણી રેડે છે, તેવાઓને વિનંતિ કે તેમણે આંગળીનાં ટેરવાં સુંધી જોવાં. જેથી પોતાની મૂર્ખતાની[1] સમજણ પડશે. તથા નખને જરા પણ વધવા દેવા નહીં. અને હાથ તેમાં વિશેષે કરીને ટેરવાંને સાબુ અથવા ધૂળથી ચોળીને ધોવાં. તેમ ન કરે તો ધર્મભ્રષ્ટતાથી કુબેર સમાન ઐશ્વર્ય નષ્ટ થઈ જાય છે."

"મલીન વસ્ત્ર ધારણ કરનાર, ઘસીને દાતણ નહીં કરનાર, ઘણું ખાનાર, સૂર્યોદય તથા સૂર્યાસ્તમાં સુવાવાલો, અને નિષ્ઠુર તથા તોછડું ભાષણ કરનાર ઇંદ્રના સમાન વૈભવી હોય તો પણ નાશ પામે છે."

---

૧. **દુશ્મન હજો તો દાનો હજો પરંતુ મૂર્ખ મિત્ર પણ સારો નહીં, તેનું એક દૃષ્ટાંતઃ**—વાંદરાની જાતને અતિ ચંચળ અને હુશીયાર સમજીને એક રાજાએ પોતાના રાજમહેલમાં અંગરક્ષક તરીકે વાંદરાને રાખેલા હતા, હવે એવું બન્યું કે તે રાજાના મહેલમાં એક વિદ્વાન બ્રાહ્મણ રાત્રે ચોરી કરવા ગયો અને સોનું, રૂપું, ઝવેરાત, વગેરે કીંમતી ચીજો લઇ લઇને તેમાં દોષ સમજીને પડતાં મુકતો ગયો, અને છેવટે સાળનું પોટકું બાંધી, લઇ જવાની તૈયારી કરતો હતો, એટલામાં રાજાના શરીર ઉપર સર્પનો પડછાયો પડેલો ભાળી અને તે પડછાયાને જ સર્પ સમજીને પેલા વાંનરે તરવાર ખેંચી પડછાયા ઉપર ઘા કરવા ગયો એટલે બ્રાહ્મણે જાણ્યું કે વાંનરાની મૂર્ખતાથી રાજા કપાઇ જશે એમ સમજીને તે વાંનરને પકડયો એટલામાં રાજા જાગી ઉઠયો અને સર્વે હકીકતથી વાકેફ થયો અને પોતાની ભૂલનો પશ્ચાતાપ કરી પેલા બ્રાહ્મણનો ઉપકાર માની સંતુષ્ટ કર્યો. તાત્પર્ય કે, આપ્તજન, સ્ત્રી, પુત્ર, મિત્ર, કે હિતેચ્છુ જો મૂર્ખ હોય તો તેનું ફળ આપત્તિ સિવાય બીજું હોતું નથી.

"નાના બાળકોનું અંતઃકરણ બીજાની ક્રિયાને ગ્રહણ કરવામાં બહુ કુશળ હોય છે; અને જેના સહવાસમાં રહેવું હોય તેના કુદરતી આચારવિચારના મૂળને જુવે છે, પરંતુ ઉપર ઉપરના આડંબરવાળા આચારવિચારનું અનુકરણ કરતું નથી."

"બહુ અધિક બોલવાથી હંમેશાં વ્યર્થ અને અસત્ય શબ્દ નીકળી જાય છે. એટલા માટે આ કર્મક્ષેત્રમાં પ્રયોજન પૂરતું બોલવાથી વાણીનો સંયમ થાય છે."

"આ સંસારચક્ર રાગ, દ્વેષ, સુખ, દુઃખ, ધર્મ, અને અધર્મ એવી રીતે છ આરાના પૈડાં જેવો છે. સારાંશ કે જેમ **દિવાળીના ચાર જ દિવસ અને શ્રાદ્ધના સોળ દિવસ થાય છે:"**

"લોકોના વ્યવહારના સારાપણાનો વા નરસાપણાનો વાર્તાલાપ વિક્ષેપનો અને નિંદાનો હેતુ છે. તે તજવા યોગ્ય છે. કારણ કે જાતજાતની વાતો કરવાથી એક પ્રકારની બુરી આદત પડે છે અને એવી રીતે બહિર્મુખ થએલું મન અધ્યાત્મદૃષ્ટિથી વિમુખ થાય છે."

"પોતાના અંગુઠાને ધાવતાં પોતાના જ મુખની લાળ મુખમાં આવે છે તેને છોકરાં જેમ દૂધ ધારે છે; તેમ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધાદિથી મેળવેલા ઇન્દ્રિયજન્ય આનંદો ભ્રમજ્ઞાનથી મિશ્રિત વાસનાનંદ અને વિષયાનંદ જ ગણાય છે. કારણ કે ઉત્તમ પકવાન બનાવીને મોઢામાં જ મુકવામાં આવે છે પરંતુ બીજે...નહીં."

"સંકલ્પ સિદ્ધ ન થવામાં હેતુ કે સંકલ્પ ઉપર સંકલ્પની લંધાર–પલટન દોડાવે (સિનેમા) પરંતુ પોતે સંકલ્પ કરતો અટકી જઈ ખસી બેસે તો ઇષ્ટ સંકલ્પિત વસ્તુ તરત પ્રાપ્ત થાય.

"યૂરોપિયન વિદ્વાન (Prof. Maxmuller) અધ્યાપક મેકસમૂલર લખે છે કેઃ—

(1) I spend my happiest hours in reading Vedantic books. They are to me like the light

of the morning, like the pure air of the mountains, so simple, so true, if once understood.

(2) The Upanishads are the...sources of... the Vedanta philosophy, a system in which human speculation seems to me to have reached its very acme.

(૧) હું મારો વધારે સુખી વખત પર્વતોની શુદ્ધ હવા સમાન તથા ઉગતા સૂર્યના પ્રકાશ જેવા વેદાંતના ગ્રંથોના સ્વાધ્યાયમાં વ્યતીત કરૂં છું, અને તે ગ્રંથો એકજવાર સમજવામાં આવી જાય તો સરળ થઈ પડે છે અને સાચા છે.

(૨) ઉપનિષદ્ ગ્રંથ વેદાંત ફીલસુફીનું કેંદ્ર છે અને મારા અનુભવ પ્રમાણે તે એક એવો નિબંધ છે કે તેમાં મનુષ્યની ભાવના ઉચ્ચત્તમ શિખર ઉપર પહોંચેલી જણાય છે.

તદુપરાંત પોતાના એક ભાષણમાં જણાવ્યું છે કે માનસિક ઉન્નતિનો પ્રકાશ કરવાવાળા પુરૂષો હિંદુસ્થાનમાં જ જન્મેલા છે અને મુક્તસ્વરે સ્વીકાર કરે છે. બીજા પાશ્ચિમાત્ય વિદ્વાનો શોપનહર, ઈત્યાદિના પણ એવા જ અભિપ્રાય છે.

ઉસ દિવ્ય દર્શન શાસ્ત્રમેં, હૈ કૌન [1]હમસે અગ્રણી,
યૂનાન, યૂરપ, અરબ, આદિક હૈ હમારે હી રૂણી.

---

૧ આધુનિક જમાનામાં શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ પરમપૂજ્યપાદ શ્રીમન્નથુરામ શર્માજીએ લોકહિતાર્થે સનાતન ધર્મ, નીતિ, અને જ્ઞાન સંબંધે ગ્રંથો અને વ્યાખ્યાનો દ્વારા આત્મભોગ આપી જે જાગ્રતિ કરી છે તેના માટે ધર્મપ્રિય સજ્જનો તેમના ઋણી જ છે.

તેમજ શ્રી ભાવનગર મધ્યે "શ્રીમસ્તરામ સાર્વજનિક સનાતન ધર્મ કન્યાશાળા" એ નામથી બાળકીઓને હિંદુ સનાતન ધર્માનુસાર ઉચ્ચ કેળવણી સાથે સામાજીક અને ધાર્મિકજ્ઞાન, ભરત, ગુંથણ, શીવણ, તથા સંસ્કૃતભાષાનો પરિચય તથા ઘર ઉપયોગી અને તેવું ખાસ શિક્ષણ આપનારી આદર્શપૂર્વક ધર્મના અભ્યુદયની સારામાં સારી "ફ્રી" સંસ્થામાં અત્યારે ૩૭૫ કન્યાઓ

જ્યારે સિકંદર હિંદમાં આવ્યા તે વખતે દંડી નામના એક તપસ્વી બ્રાહ્મણ મુનિવ્રત ધારણ કરીને પર્ણકુટીમાં રહેતા હતા. તેમની પ્રશંસા સાંભળી સિકંદરને તેને મળવાની ઈચ્છા થઈ. તેમણે પોતાના પ્રધાન આદિને તેમને તેડવા માટે મોકલ્યા. પરંતુ તે મહાત્માં ગયા નહીં ત્યારે સિકંદર તેની પાસે શિષ્યભાવે ગયા. આ બાબતનો ઉલ્લેખ કરીને મેગાસ્થનીસ નામના મુસાફર લખે છે કે, જે સિકંદરે દુનિયાની અનેક જાતિઓ અને રાષ્ટ્રોને પરાસ્ત કરી નાખ્યાં હતાં તેજ સિકંદર ભારતના એક નગ્ન પુરૂષથી પરાસ્ત થયો.

સારાંશ એટલો જ કે જેના ઘરમાં ગંગાનો ઘોરી પ્રવાહ વહે છે, તેના પુત્રો અત્યારે દોરીલોટો લઈ કુવો શોધવા લાગ્યા છે. એટલું જ નહીં પરંતુ ભ્રષ્ટાચારવાળી[1] અજ્ઞાન સરિતાના પ્રવાહમાં તણાવા લાગ્યા છે!

---

**લાભ લઇ રહી છે. આવા નાસ્તિકવાદના સમયમાં ધર્મના રક્ષણાર્થે આ સંસ્થાને મોટા પાયા ઉપર લાવવા ઇચ્છા ધરાવતા કાર્યવાહક હેડમાસ્તર શ્રી. જયાનન્દભાઈને ધન્યવાદ ઘટે છે.**

ભારતવર્ષમાં યૂરોપના જુદા જુદા દેશો તરફથી મિશનોને ખ્રિસ્તીધર્મના પ્રચાર માટે ૭૦૦ સંસ્થાઓને દરવર્ષે કુલ્લે ૭૮૩૦૭૦૦૦ પૌન્ડ મદદ મળ્યા કરે છે અને એ ધનવડે અનેક ઉપાયો દ્વારા ખ્રિસ્તી બનાવવાનું કામ ચાલ્યા કરે છે.

(સુબોધ સંગ્રહ પા. ૧૬૬ પરથી)

માટે લગભગ પચ્ચીસ વર્ષથી ચાલતી "શ્રીમસ્તરામ સાર્વજનિક સનાતન-ધર્મ કન્યાશાળા" પણ ધર્મના અભ્યુદયની સારામાં સારી સંસ્થા હોવાથી ધર્મપ્રેમી ગ્રહસ્થોએ ધર્મના રક્ષણાર્થે મદદ કરવાની ખાસ જરૂર છે.

१ विरुद्ध दुष्टाशुचि भोजनानि प्रधर्षणं देव गुरु द्विजानां ।
उन्मादहेतुर्भयहर्षपूर्वा मनोभिघातो विषमाश्च चेष्टा ॥

ભાવાર્થ:—આ જન્મ કે પૂર્વજન્મકૃત પાપો જેવાં કે; અપથ્ય, અભક્ષાભક્ષ, અને અપવિત્ર પદાર્થોના ખાવાવડે, તથા દેવ, ગુરૂ, અને બ્રાહ્મણના શ્રાપવડે તથા અતિહર્ષશોકાદિવડે કરીને પ્રાણીને ઉન્માદ એટલે હિસ્ટ્રીયા, મુગી, મૂર્ખતા, જડતા, તથા ગાંડા થઈ જવાપણું પ્રાપ્ત થાય છે, એવું ત્રિકાલદર્શિઓએ જ જણાવેલું છે.

એક ઉચ્ચકોટિના રહસ્યવેત્તા મુસલમાન ફકીર સુફી ઓલિયા આલિ હજરત પીરાનપીર ખ્વાજા મુઇન્ ઉદ્દીન સાહેબ ચિસ્તી પ્રસિદ્ધ અજમેરી, પોતાના દીવાનમાં લીનાવસ્થાના મહાત્મ્યનું પ્રતિપાદન કરતાં લખે છે કેઃ—

**दमे ज़ हस्तिये खुद बिगुजरी बेह अज सद साल।**
**के रोज़ रोजा बदारो या शब निमाज कुनीं ॥**

શ્વાસ લેવામાં જેટલો વખત લાગે છે તેટલો જ વખત અર્થાત્ એક ક્ષણભર દેહાત્મબુદ્ધિને હટાવી તારા **મનને આત્મામાં લીન કરીશ** તો તેનું ફળ સેંકડો વર્ષોની રાત દિવસની નમાજો અને પ્રતિદિવસના રોજાઓ કરતાં પણ અનંતગણું વધારે છે.

**गभीरे कासारे विशति विजने घोरविपिने ।**
**विशाले शैले च भ्रमति कुसुमार्थे जडमतिः ॥**
**समर्प्यैकं चेतः सरसिजमुमानाथ भवते, ।**
**सुखेनैव स्थातुं जन इह न जानाति किमहो ॥**

હે શંભો! આપને સમર્પણ કરવા અવિવેકી જનો ગંભીર તળાવમાં અને વનોમાં તથા પર્વતોમાં પુષ્પો માટે જાય છે, પરંતુ પોતાની પાસે જે **મનરૂપ** સુંદર કમળ છે તેને સુખપૂર્વક આપને વિષે અર્પણ કરીને સ્થિત થતા નથી એ આશ્ચર્ય છે.

આપણા સ્વાર્થ માટે રીંગણાં, વનસ્પતિ, પુષ્પો, પત્રોનો ઘાત કરીએ પરંતુ તેને વાચા હોય અને પૂછે તો શું જવાબ આપી શકાય વારૂ! આપણા સ્વાર્થ માટે બીજો માણસ પોતાની આંગળીયો કાપી આપશે ખરો કે?

**दानं स्वधर्मो नियमा यमश्च श्रुतं च कर्माणि च सद्व्रतानि ।**
**सर्वे मनोनिग्रहलक्षणान्ताः परो हि योगो मनसः समाधिः ॥**

દાન, સ્વધર્મ, નિત્ય નૈમિત્તિક કર્મ, નિયમ, યમ, વ્રત, જપ, તપ અને બીજાં તમામ ઉત્તમ કાર્યો આ સર્વેનું ફળ મનનો નિગ્રહ કરવો એ છે. કારણ કે મનનો નિગ્રહ એ ઉત્તમ સમાધિ છે.

. . . . . જ્ઞાન ભૂમિકાને ઉત્તરોતર પ્રાપ્ત થયેલ પુરુષોની સ્થિતિ ॥




કલ્યાણ યોગાંક પા. ૩૮૮ પરના રંગીન ચિત્રની કોપી
શ્રીગીતાપ્રેસ ગોરખપુર.

## પ્રત્યક્ તત્ત્વદર્શી જ્ઞાનારૂઢ મહાત્માઓ—
## " અવ્યક્તોપાસક જીવન્મુક્ત પુરૂષોનું કિંચિત્ દિગ્દર્શન."

दत्तात्रेय हरे कृष्ण उन्मत्तानन्द दायक ।
दिगम्बर मुने बाळ पिशाच ज्ञानसागर ॥

---

वाग्मि प्राज्ञ महोद्योगं जनं मूकजडालसम् ।
करोति तत्त्वबोधोऽयमतस्त्यक्तो बुभुक्षुभिः ॥

તત્ત્વજ્ઞાન અથવા આત્મજ્ઞાન સિવાય બીજા કોઈ પણ રસ્તે સંસારાસક્તિ યાને વિષયાસક્તિનો નાશ થતો નથી. તે પ્રસિદ્ધ તત્ત્વજ્ઞાન વાચાલ મનુષ્યને મૌન બનાવે છે, પંડિતને જડ કરી નાખે છે, ઉદ્યોગી મનુષ્યને આળસુ બનાવે છે. કારણ કે મન પ્રત્યગાત્મામાં ચોંટવાથી જ્ઞાનીની વાણી, મન અને શરીરની વૃત્તિઓ નષ્ટ થાય છે. માટે વિષયભોગની લાલસા કરવાવાળા મનુષ્યોએ આત્મજ્ઞાનનો અનાદર કર્યો છે. ' अभानेन परं प्रेमभानेन विषये स्पृहा "–જ્યારે અવિકારી આત્મામાં સ્થિતિ થાય છે ત્યારે સંસારીક ભોગવિલાસોમાં આસક્તિ[1] રહેતી નથી. " જેનો ચારો જે કરે, તેને ભાવે તેજ, હંસ સદા મોતી ચરે, કાગ અભક્ષ કરે જ.' અર્થાત્ અત્યંત પ્રયત્નથી ત્યજી શકાય એવા વિષયોની આશારૂપ મહાપાશથી જેઓ મોકળા થયા છે તેઓ જ યોગ્યતાને પામ્યા છે. પરંતુ બીજા છ શાસ્ત્રને ભણેલા યોગ્ય થતા નથી.

---

૧ " विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ॥ "–માંદા અને લાંઘણ કરવાવાળાના વિષયો શાન્ત પડી જાય છે, છતાં તેના અંતઃકરણમાં તેનું આસ્વાદન એટલે વિષયોનો ચટકો અથવા વિષયોપભોગની લ્હેજતરૂપ વાસના રહે છે. પરંતુ જેનું ચિત્ત પ્રત્યક્ આત્મામાં લાગેલું હોય છે તેને વિષયોનું આસ્વાદન સરખું પણ રહેતું નથી. મારવાડના પ્રદેશમાં મૃગજળની ઈચ્છાનો ત્યાગ કોઈ વીરલ હરણ કરે છે.

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।**

**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ गी. १६**

જે મનુષ્ય વેદવિહિત ધર્મને ત્યાગ કરી ઇચ્છાનુસાર વર્તે છે, તે મનુષ્યને શાંતિ, સુખ અને મોક્ષ મળતો નથી.

**अहेरिव गणाद्भीतः सन्मानान्नरकादिव ।**

**कुणपादिव च स्त्रीभ्यस्तं देवा ब्राह्मणं विदुः ।**

જેમ દેહાભિમાની મનુષ્ય સર્પથી ભય પામે છે તેવી રીતે તે જ્ઞાનારૂઢ પુરૂષ લોકોના સમૂહથી ભય પામે છે. "**निःसंगता मुक्तिपदं यतीनां संगादशेषाः प्रभवंति दोषाः ।**" બહિર્મુખ જનોના સંગથી અનેક પ્રકારના દોષો ઉત્પન્ન થાય છે. અને "**पावको लोहसंगेन मुद्गरैरभिहन्यते ।**" જેમ અગ્નિને લોહ સાથે સંબંધ થવાથી હથોડા ખાવા પડે છે. માટે "**तेन संगः परित्याज्यः सर्वदा सुखमिच्छता ।**" નિર્દોષ સુખ ઇચ્છનાર તે પુરુષ પ્રાણીમાત્રના અર્થાત્ સર્વસંગ વિવર્જીત રહે છે. જેથી કરીને નિંદારૂપ અને કલહરૂપ એમ બે પ્રકારના વિસંવાદાભાવની નિવૃત્તિ થાય છે. જનસમૂહમાં તેની દ્વૈતબુદ્ધિ હોતી નથી; પરન્તુ વાસનારહિત નિઃસ્પૃહીને, "**अरण्यमिव संवृत्तं**" તથા "**वर्षाप्रोन्मृष्टचित्राभं**" અરણ્યના જેવુ; તથા વરસાદથી ધોવાઇ ગએલા ચિત્ર જેવું અર્થાત્ "**पश्यति स्वप्नवल्लोकं**" સ્વપ્નના પદાર્થ જેવું અસત્ દેખે છે એટલે જગત્માં તેની પ્રીતિ હોતી નથી, તથા જેમ લોકો નરકથી ભય પામે છે તેવી રીતે તે સન્માનથી ભય પામે છે, તથા જેમ લોકો મૃત શરીરથી ભય પામે છે તેમ તે પુરૂષ સ્ત્રીજનોથી ભય પામે છે, એવા પુરૂષને દેવતાઓ બ્રાહ્મણ કહે છે.

**सवितर्यपि शीतरुचौ चन्द्रेऽप्युष्णेऽप्यधोमुखे वह्नौ ।**

**मायिकमिदमिति जानन् जीवन्मुक्तो न विस्मयीभवति ॥**

કદાચિત્ સૂર્ય શીતળ જણાય, ચંદ્રમા ઉષ્ણ પ્રતીત થાય, અને અગ્નિ અધોમુખ જ્વલિત દેખાય, તથાપિ આ સઘળું કેવળ માયિક જ

છે એમ જાણતો તે જીવન્મુક્ત પુરૂષ તેમાં કિંચિત્ પણ વિસ્મય[1] પામતો નથી. " **मायायां सर्वसंभवः** " " **मत्वा धीरो न शोचति** "

**निराशिषमनारंभं निर्नमस्कारमस्तुतिं ।**

**अक्षीणं क्षीणकर्माणं तं देवा ब्राह्मणं विदुः ॥**

ઇષ્ટ વસ્તુની પ્રાર્થના રહિત; લૌકિક કર્મારંભોથી રહિત; નમસ્કાર પ્રણામાદિથી રહિત; પોતાની તથા બીજાની સ્તુતિ નિંદાથી રહિત; પ્રયત્ન વગર પ્રાપ્ત વસ્તુમાં દીનતાથી રહિત પુરૂષને દેવતાઓ બ્રાહ્મણ કહે છે. તેમજ " **शून्यं यस्य जनाकीर्णं तं देवा ब्राह्मणं विदुः ।** " જેમ સંસારી મનુષ્યને નિર્જનસ્થાન ભય અને કલેશ આપે છે, તેમજ મુક્ત પુરૂષને જનયુક્ત[2] સ્થાન વિક્ષેપનો હેતુ હોવાથી દૂર અને એકાકી વિચરનાર પુરૂષને દેવતાઓ બ્રાહ્મણ કહે છે. તેઓના:—

## " જ્ઞાનની સાત ભૂમિકાઓ "

યોગીઓ બે પ્રકારના હોય છે તેમાં ભગવાન રામકૃષ્ણાદિક જેવા યુક્ત યોગીઓમાં ગણાય છે; એટલે કે તેઓને જન્મથી જ જ્ઞાન હતું, અને જેને જન્મથી જ્ઞાન નહોતું એવા પુરુષો યુંજાન યોગીમાં ગણાય છે. તેમાંના કેટલાક પુરુષો એક જ જન્મમાં ક્રમથી સાતે ભૂમિકામાં જાય છે, અને કેટલાક અજ્ઞાનરૂપી આવરણનો ભંગ હોવા છતાં પ્રબલ પ્રારબ્ધના યોગે નીચે જણાવેલી ભૂમિકાઓમાં વિચરે છે.

જ્ઞાનારૂઢ મહાત્માઓની જીજ્ઞાસાની શરૂઆતથી કૈવલ્ય પર્યંત જેમ જેમ સત્ત્વશુદ્ધિ થતાં તેમની અંતઃસ્થિતિમાં મુખ્ય-અતિ જરૂરના સાત રૂપાંતરો થાય છે. અને અસંસક્તિ, પદાર્થાભાવિની, અને તુર્યગા એ નામની પાંચમી, છઠી, અને સાતમી સ્થિતિને પામી કૃતાર્થ થાય છે. એક ભૂમિકામાંથી બીજી ભૂમિકામાં જતાં પહેલાં સાધકની કસોટી

---

૧ " **इत्यस्याश्चर्यजालेषु नाभ्युदेति कुतूहलम ॥** "

માયાના કાર્યરૂપ આશ્ચર્યના સમૂહોમાં કુતૂહલ ઉત્પન્ન થતું નથી. અર્થાત્ રમ્ય તથા અરમ્યને જોઇ પાષાણવત્ સ્થિર હોય છે.

૨ **उपेक्षा सर्वभूतानामेतावद्भिक्षुलक्षणम् ॥**

અર્થે નાના પ્રકારના વિઘ્નો અને પ્રલોભનો આવે છે; પણ સાધક પોતાનું કર્તવ્ય યથાર્થ રીતે સમજે અને તેનું પ્રાણાર્પણે પાલન કરે તો જલ્દી આગળ વધી શકે છે, અને તેમ કરવામાં ગફલત કરે તો તેજ સ્થિતિમાં રહે છે. સર્વ જ્ઞાનીઓની સ્થિતિનો ભેદ જ્ઞાન ભૂમિકાના ભેદે હોય છે તે સંબંધે સંક્ષેપમાં થોડું દિગ્દર્શન. " **भूमिका सप्तकं चैतद्धीमतामेव गोचरम्** " જ્ઞાનની સાત ભૂમિકાઓ ધીમાન્ મનુષ્યો માટે છે; પણ " **न पशुस्थावरादीनां न म्लेच्छादिचेतसाम् ॥** " પશુ, સ્થાવર તથા મલેચ્છબુદ્ધિવાળા દેહાત્મવાદીઓ[1] માટે નથી, " **विवेकिनो नरा लोके चरन्त इति भूमिषु ।** " એવા પ્રકારની ભૂમિકાઓને પ્રાપ્ત થએલ વિવેકી પુરુષો, " **ग्रह्यायतन तापस्य ह्यशावेशेषु संस्थिता ॥** " આંતર વિષયનો, બાહ્ય વિષયનો, તથા શરીરનો આત્મા વિષે લય કરવા માટે સદા ઉદ્યોગ કર્યા કરે છે. એટલે કે કર્મનો સન્યાસ ઉપરટપકેનો ન રાખતાં વિચારમાં ચિત્ત રાખીને મનનપૂર્વક સન્યાસ કરે છે.

" **ज्ञानभूमिः शुभेच्छा स्यात्प्रथमा समुदाहृता, विचारणा द्वितीया, स्यात्तृतीया तनुमानसा, सत्त्वापत्तिश्चतुर्थीस्या ततोऽसंसक्तिनामिका, पदार्थाभाविनी षष्ठी सप्तमी तुर्यगा स्मृता ॥** "યોગવાસિષ્ઠ."

૧ **शुभेच्छाः**–એટલે આ જન્મનાં તથા પૂર્વજન્મનાં નિષ્કામ સત્કર્મોના પુણ્યના બળે (ઉદયથી) વિવેક વૈરાગ્ય આદિ સંપત્તિવાળા જે મનુષ્યને જ્ઞાતવ્ય જાણવાની ઈચ્છાથી સત્પુરૂષોના સમાગમની ઈચ્છા થવી તે.

૨ **विचारणाः**–એટલે સદ્ગુરૂને શરણે જઈ ગુરૂમુખદ્વારા જીવ અને બ્રહ્મની ઐકયતાનો બોધ શ્રવણ કરી, બુદ્ધિની અનેક યુક્તિઓ-દ્વારા તત્વવિચારનું મનન કરવું તે.

---

૧ સર્વને સરખા ગણે, જેને નહિ વિવેક,
દીપક મણી ને દિનમણિ, મૂરખને મન એક.

૩ **તનુમાનસાઃ**–એટલે ઇન્દ્રિયોના વિષયોમાં મનનો રાગ શિથિલ થઈ મન સૂક્ષ્મપણાને પ્રાપ્ત થાય છે, તથા શ્રવણ મનન વિચારવડે બ્રહ્મ અને આત્માની ઐક્યતારૂપ અર્થનું નિરંતર ચિંતન (નિદિધ્યાસન)થી સ્થૂળ મન જે બહિર્મુખ હોય તે અંતર્મુખ થાય છે અર્થાત્ મનની દોડ ઓછી થાય છે.

**भूमिका त्रितयन्वेतत् राम जाग्रदिति स्थितम् ।**
**यथा यद्भेदबुद्धयेदं जगज्जाग्रति दृश्यते ॥**

ઉપરની ત્રણ ભૂમિકા મુમુક્ષુની છે, અને આ ત્રણ ભૂમિકા સુધી સાંસારિક વિષયોમાં મન પરોવાયેલું રહે છે, અર્થાત્ જગતમાં સત્યપણાની બુદ્ધિ મટતી નથી, જેથી મુમુક્ષુ આગળ વધી શકતો નથી; પરન્તુ ત્યાગ અને અભ્યાસના બળથી આગળ વધી શકે છે. આ ત્રણ ભૂમિકા સુધી મુમુક્ષુ હેયશુન્ય હોય છે. અને મનનું સ્થાન નાભિના નીચે હોય છે તથા અવસ્થા **જાગ્રત** હોય છે.

૪ **सत्त्वापत्तिः**–એટલે નિદિધ્યાસનના બળથી શંકા વગર આત્મરૂપ (સ્વરૂપ)ની પ્રાપ્તિ થાય છે, એટલે સ્વરૂપ સાક્ષાત્કારરૂપ નિર્વિકલ્પ સ્થિતિ થવાથી પ્રત્યક્ અભિન્ન બ્રહ્મના જ્ઞાનની પ્રાપ્તિ, અર્થાત્ ઈશ્વર દર્શનરૂપ સહજાવસ્થાનો અનુભવ થાય છે. એટલે પછી તેના જ પ્રયાસમાં અને તેના જ યત્નમાં સાનુકૂળપણું[1] શોધે છે, સંસારના પદાર્થ પર દૃષ્ટિ ઠરતી નથી તેમાં દુઃખ માને છે. " **अद्वैते स्थैर्यमायाते द्वैते प्रशममागते ।** " જ્ઞાન સ્થિર થાય છે, જગતના પદાર્થોને " **पश्यति स्वप्नवल्लोकं चतुर्थी भूमिका मता ॥** " સ્વપ્ન તુલ્ય જુએ છે, એવા ચતુર્થ ભૂમિકાવાળા પુરૂષ **બ્રહ્મવિદ્** અર્થાત્ જ્ઞાની કહેવાય છે. **મનનું સ્થાન હૃદયે** હોય છે, અવસ્થા **સ્વપ્ન** હોય છે, લોકોના જોવામાં સહેજ ગાંડા જેવો જણાય છે, કર્મક્ષય અને વાસના વિલય હોય છે.

---

૧ " यत्रैकाग्रता तत्राविशेषात् " वेदांतसूत्र ॥
જ્ઞાની મનુષ્યે જ્યાં પોતાના ચિત્તની એકાગ્રતા રહે તેવા સ્થાનમાં રહેવું.

यदाऽऽत्मन्यर्पितं चित्तं शान्तं सत्त्वोपसंहितम् ॥
सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश[1] उपजायते ॥
धर्मो ज्ञानं स वैराग्यमैश्वर्यं चाभिपद्यते ॥

---

"आत्मक्रीड आत्मरतिः क्रियावानेव ब्रह्मविदां वरिष्ठः" ॥

૫ **असंसक्तिः**–એટલે ઉત્તમ વિષયોમાં પણ આસક્તિથી રહિત, તથા સત્વગુણના ઉદયથી જે સિદ્ધિએ પ્રાપ્ત થાય છે તેમાં અનાસક્ત પણું, અને નિર્વિકલ્પસ્થિતિના અભ્યાસથી તથા પરિપકવપણાથી દેહ વિષે અહં–મમ ગલિત થઈ **શરીરની આસક્તિની** પ્રીતિનો અભાવ થાય છે; દુનિયાનો વિષય તેના ચિત્તમાંથી દૂર થઈ ગએલો હોવાથી દુનિયા સંબંધી વાત કરવી ગમતી નથી. "**पंचमी भूमिकामेत्य सुषुप्तिपदनामिकाम्** ॥" એવી પાંચમી ભૂમિકાને પ્રાપ્ત થએલ પુરૂષ **અર્ધ સુતો અને અર્ધ જાગ્રત**[2] જેવો પ્રતીત થાય છે, લોકોના જોવામાં ગાંડા જેવો જણાય છે, **મનનું સ્થાન કંઠે** હોય છે, નેત્રો **ચપળ** હોતાં નથી; પરન્તુ અતિ **સ્થિર** અને ચિત્ત વિમુક્ત હોય છે, આ પુરૂષને **બ્રહ્મવિદ્વર અર્થાત્ જીવન્મુક્ત** કહેવામાં આવે છે તે ઓળખી શકાતો નથી.

૬ **पदार्थाभाविनी:**–એટલે દ્રશ્ય વસ્તુનું અદર્શન (અસંવેદન) અર્થાત્ બ્રહ્મથી ભિન્ન પદાર્થની પ્રતીતિ બીજાની પ્રેરણા વિના થાય નહિ, અતિશય નિર્વિકલ્પ સ્થિતિએ કરી દેહ આદિ સર્વ પદાર્થો અધિષ્ઠાન બ્રહ્મરૂપથી ભાસે, અર્થાત્ નામ રૂપાદિની કેવળ અપ્રતીતિ થાય તે

---

૧ સ્વામી રામકૃષ્ણદેવ કહે છે કે; જ્યારે સર્વાંગે સુપ્રકાશમય સત્ત્વગુણનો ઉદય થાય છે ત્યારે બોલવું કે વાત કરવી પણ ગમતી નથી. આ બાબત અનુભવગમ્ય છે. પરન્તુ ચાળા, ચેષ્ટા, લટકાં કે; નકલ નખરાંનો વિષય નથી.

૨ "यो जागर्ति सुषुप्तिस्थो"–જાગતો જોવામાં આવે છે પરન્તુ તેનું અંતઃકરણ સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થએલું હોય છે. "शान्तसंसारकलनः"– પોતે કલાવાન હોય છતાં તેની સર્વે કલાએ શાન્ત પડી જાય છે.

ફરીને **પ્રતીતિ** થાય જ નહિ; તથા "**व्यापारे खिद्यते यस्तु निमेषोन्मेषयोरपि ॥**" આંખનું મટકું મારવામાં પણ ધુરીણુ–આળસુ એવી "**षष्ठी गाढसुषुप्त्याख्या**" અથવા "**परिश्रान्ततया नित्यं निद्रालुरिव लक्ष्यते ॥**" નિત્ય પરિશ્રાંત ગાઢ નિદ્રાળુ જેવા પ્રતીત થાય છે, અવસ્થા તદ્દન **બેભાન** જેવી હોય છે, આ ભૂમિકા સુધી એક પ્રકારનું હુંપણું રહી જાય છે, પરન્તુ અનુપમ ઈશ્વરી સ્થિતિથી ઉન્મત્ત બની જાય છે, અને સ્વરૂપને સ્પર્શ કરવા જાય છે, પરન્તુ તેમ બનતું નથી. (જેમ ફાનસના દીવાને સ્પર્શ કરવા પતંગીયું ધસે અને કાચના અંતરાયને લીધે સ્પર્શ થતો નથી) **મનનું સ્થાન લલાટે** હોય છે તેને **બ્રહ્મવિદ્વરીયાન અથવા મહામુક્ત** કહેવામાં આવે છે; આ પુરૂષને ઓળખી શકાતો નથી.

**महत्तत्त्वातिरत्कृत्वां चिन्मात्र परिशेषवत् ॥**

૭ **તુર્યગાઃ**–એટલે જેમ ચોથી અને પાંચમી ભૂમિકામાં ભાવરૂપ પ્રતીતિ, અને છઠ્ઠી ભૂમિકામાં અભાવરૂપ પ્રતીતિ બંને બંધ પડી જાય છે; અને પોતાની અથવા બીજાની ઇચ્છાથી ઉત્થાન પામતો નથી, એવી તુરીયા અથવા ધનઅવસ્થા તે બ્રહ્મજ્ઞાનીની થાય છે. કાયમ સમાધિસ્થ રહે છે, ખાઈ શકાતું નથી, મોઢામાં દૂધ રેડવામાં આવે તે પણ નીકળી જાય છે, **કેંદ્ર મસ્તકમાં** હોય છે આઠ કે એકવીશ દિવસમાં શરીર છૂટી જાય છે. આ પુરૂષને ઓળખી શકાતો નથી. તેને **બ્રહ્મવિદ્વરિષ્ટ** અર્થાત્ **અતિમુક્ત** કહેવામાં આવે છે.

એવી રીતે **तिस्रः स्युः साधनं पुरा–चतुर्थी भूमिका ज्ञानं** અર્થાત્ પ્રથમની ત્રણ ભૂમિકા સાધક અર્થાત્ મુમુક્ષુની છે, અને ચોથી ભૂમિકામાં જ્ઞાન થવાથી તે જ્ઞાની અથવા બ્રહ્મવિદ્ ગણાય છે; અને "**जीवनमुक्तेरवस्थास्तु परास्तिस्रः प्रकीर्तिताः ।** પાંચમી છઠ્ઠી અને સાતમી ભૂમિકા જેઓ શબ્દબ્રહ્મથી પર ગએલા અસીમ શક્તિવાળા સ્થિરરેતા અને જાતપ્રજ્ઞ સિદ્ધ જીવન્મુક્તોની ગણાય છે; તે મહાત્માઓ પોતાના આત્માની જ સ્થિતિમાં રમમાણ રહે છે:

વેદમાં આ ભૂમિકાઓનાં બહુ બહુ વખાણ કર્યાં છે. શ્રી શ્રુતિ "**सोऽयं परमहंसानां मार्गो दुर्लभतरो न तु बाहुल्यं॥**" તથા શ્રીગીતાજીમાં કહ્યું છે કે:—

**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
**अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥**

**અર્થ**:—દેહાભિમાની, શરીરપોષણાર્થી, દેહેન્દ્રિયાત્મવાદીને, અવ્યક્તગતિનું જ્ઞાન થવું એ મહાન કષ્ટનું કામ છે, પરન્તુ જેનું ચિત્ત અવ્યક્તમાં આસક્ત થાય છે તેને ઘણું કષ્ટ ભોગવવું પડે છે, હજારોની સંખ્યામાંથી કોઇ એકાદ જ ગંતવ્ય સ્થાનપર પહોંચે છે એટલે કે; સાતમી ભૂમિથી પણ પર એવા વિદેહ કૈવલ્યનાં સુખને આલોકમાં જ પ્રાપ્ત થાય છે. અર્થાત્ દ્રસ્યના મિથ્યાત્વનું અપરોક્ષજ્ઞાન મેળવી આ શરીરમાં જ નિર્ગુણબ્રહ્મ અવ્યક્ત ગતિના જ્ઞાનને પામે છે અર્થાત્ અરૂપનો નાશ કરે છે. જીવન્મુક્તનો મનોનાશ તે સરૂપનાશ છે, અને વિદેહમુક્તિરૂપ મનોનાશ તે અરૂપનાશ છે.

સારાંશ કે; ઉપર જણાવેલા ૪–૫–૬ ભૂમિકાવાળા મહાત્માઓ દેહવિલય પછી કૈવલ્યપદને પામે છે. તથા જે મનુષ્યને પોતાના આત્માનું એટલે તે બ્રહ્માત્મા જ હું છું; એટલે ભેદ અને અભેદ સારી રીતે સમજવામાં આવી જાય તે મનુષ્ય પણ શરીર છૂટતાં કૈવલ્યપદને જ પ્રાપ્ત થાય છે. "**ब्रह्मविद् ब्रह्मैव भवति**"

કારણકે હું બ્રહ્મ છું, તે બ્રહ્મ હું છું, એવી સમજણ તો દરેક જ્ઞાનીને સમાન જ હોય છે, પરન્તુ અનુકૂળ પ્રતિકૂળ પ્રારબ્ધે કરીને સ્થિતિમાં જ ભેદ હોય છે **મુક્તિ સર્વને સમાન છે.**

**समाहिता ये प्रविलाप्य बाह्यं श्रोत्रादिचेतः स्वमहं चिदात्मनि।**
**त एव मुक्ता भवपाशबंधैर्नान्ये तु पारोक्ष्यकथाभिधायिनः ॥**

જે મનુષ્ય શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ શ્રોત્રાદિ ઇન્દ્રિય ચિત્ત, અહંકાર આદિ બાહ્ય વસ્તુઓને આત્મામાં લીન કરી સ્થિત

થયેલા છે. તે સંસારબંધનથી મુક્ત છે પણ પરોક્ષ બ્રહ્મજ્ઞાનની વાતો અને ટાયલાં કરવાવાળા મુક્ત નથી.

પરન્તુ મહાત્માભાવાપન્ન આચાર્યો-જીવન્મુક્ત મહાત્માઓ સંસારિક કોઈ પણ પદાર્થોમાં **અભિનિવેશ વિનાના** હોવાથી લોકહિતાર્થે શાસ્ત્રવ્યાખ્યાન-પ્રવચનાદિ કરે છે એવા:—

**आत्मारामाऽश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे ।**
**कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥**

અંત:કરણમાં ભેદગ્રંથિનું છેદન થયા છતાં, તથા તેના ચિત્તમાં વિક્ષેપ તથા ધ્યાનાદિ કોઈ પ્રબંધ ન હોવા છતાં તથા પોતાને કર્તૃત્વ[1] બુદ્ધિ પણ ન હોવા છતાં; આત્મામાં વિરામ પામેલા એવા મુનિઓ અર્થાત્ અપ્રાકૃત રાજ્યવાળા વિપશ્ચિતો "**नामादिभ्यः परे भूम्नि स्वराज्येऽवस्थितो यदा**" નામ અને રૂપથી પર એવા પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરે છે અર્થાત્ ઉપર જણાવ્યા પ્રમાણે તે સત્પુરૂષો **બ્રહ્માભ્યાસમાં જોડાયલા** રહે છે, એનું કારણ એટલું જ કે હરિનો એવો જ મહિમા છે.

---

૧ બુદ્ધિથી જેટલું સમજી શકાય અને વાણીથી જેટલું બોલી શકાય તેનો અમલ થઇ શકતો નથી, કારણકે બુદ્ધિ અને વાણી કર્તૃત્વશક્તિની અપેક્ષાથી અધિક ક્ષેત્રમાં વિહાર કરે છે. પરંતુ તદનુસાર વર્તન કરવામાં શરીર, ઇન્દ્રિય, સંસ્કાર, વાતાવરણ, અહંતા, મમતા આદિની રોકાવટ થાય છે.

એક પ્રશ્નનો ઉત્તર-પૂર્વના ઋષિમુનિયોના જેવા સર્વજ્ઞતા આદિ ગુણો નહીં પ્રાપ્ત થવાનું કારણ માત્ર એટલું જ કે; ઈશ્વરી અક્ષરોને પોતાની રૂચિઅનુસાર મારી મચડીને ઉલટા સુલટા કરી દઇ સંસારિક ભોગ અને આસક્તિ વધારવાનાં લક્ષણો, તથા તેવી જ રીતે જ્ઞાનયોગ વ્યવસ્થાવાળી ભક્તિના કર્મમાર્ગનો ત્યાગ, તથા પૂર્વના ઋષિમુનિઓના જેવી રહેણીકરણીમાં ફેર આટલાં જ કારણો બસ છે, અને વર્ણાશ્રમ ધર્મની હાનિ થવામાં પણ સર્વથી મુખ્ય કારણ એ જ છે. માટે જાણવું કે ઉત્તમ પુષ્પની સુવાસ તો નાકથી જ લેવામાં આવે છે. પરંતુ બીજેથી નહીં

**विप्रस्य वै संन्यसतो देवा दारादिरूपिणः ।**
**विघ्नान्कुर्वन्त्ययं ह्यस्मानाक्रम्य समियात्परम् ॥**

બ્રાહ્મણ જ્યારે સંન્યાસ લે છે ત્યારે દેવતાઓ ઇર્ષાથી સ્ત્રી વિગેરે આપ્તજનોમાં પ્રવેશ કરીને તે દ્વારા વિઘ્ન કરે છે. શ્રીશ્રુતિ કહે છે કેઃ "**तस्मात्तदेतेषां न प्रियं यदेतन्मनुष्या विदुः ॥**" મનુષ્યો આત્માને જાણે તે વાર્તા દેવોને પ્રિય નથી, પરંતુ "**तस्य ह न देवाश्च नाभूत्या ईशते आत्मा ह्येषां स भवति. इति श्रुतिः**" કહે છે કે; દેવતાઓ પણ મનુષ્યને જ્ઞાનવડે મળેલા બ્રહ્મત્વને અટકાવી શકતા નથી.

**यस्तु प्रव्रजितो भूत्वा पुनः सेवेत मैथुनम् ।**
**षष्टिवर्षसहस्राणि विष्ठायां जायते कृमिः ॥**

જે મનુષ્ય સંન્યાસને ગ્રહણ કરી સ્ત્રી-મૈથુન ભોગવે છે તે સાઠહજાર વર્ષ સુધી વિષ્ઠાનો કીડો થાય છે. મહર્ષિ અંગિરા કહે છે કે; "**आरूढपतितो हंति दश पूर्वान्दशापरान्**" તે પ્રમાણે સંપ્રદાયને નષ્ટ કરનાર યતિ અગાઉની દસ પેઢી તથા પાછળની દસ પેઢી નરકમાં નાખે છે.

**चतुर्वेदी तु यो विप्रः सोमयाजी शतक्रतुः ।**
**तस्मादपि यतिः श्रेष्ठस्तिलपर्वतमंतरम् ॥ जाबालः ।**

ચાર વેદોને જાણનાર, સોમયજ્ઞ કરનાર, તથા અશ્વમેધાદિક સેંકડો યજ્ઞ કરનાર સર્વે આશ્રમીઓ કરતાં સંન્યાસી-યતિ શ્રેષ્ઠ ગણાય છે. અર્થાત્ તલ અને પર્વત જેટલું અંતર જાણવું.

**ब्रह्मचारिसहस्रं च वानप्रस्थशतत्रयम् ।**
**ब्राह्मणानां तु कोटिश्च यतिरेको विशिष्यते ॥ पुराणांतरे ॥**

એક હજાર બ્રહ્મચારી, ત્રણસો વાનપ્રસ્થ, તથા એક કરોડ ગૃહસ્થ બ્રાહ્મણો કરતાં પોતાના ધર્મમાં સ્થિત એવો એક સંન્યાસી યતિ સર્વેથી શ્રેષ્ઠ ગણાય છે.

**पात्रस्य हि विशेषेण श्रद्धानस्तथैवच ।**
**अल्पं वा बहुवा प्रेत्य दानस्या व्याप्यते फलम् ॥**

જેવી શ્રદ્ધાથી જેવા પુરુષ વિશેષને થોડું અથવા ઘણું દાન આપે છે, તેવું અને તેટલું જ ફળ તેને મળે છે. "**सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ॥**" પૃથ્વી પરની તમામ વસ્તુઓના દાન કરતાં **આત્મજ્ઞાન બ્રહ્મજ્ઞાનના ઉપદેશનું દાન સર્વથી શ્રેષ્ઠ ગણાય છે અને "उत्पत्स्यते हि तत्पात्रं यत्तारयति सर्वतः" ઘણામાંથી એક એવું પણ પાત્ર મળી આવે છે કે, જે દાતાને સર્વ પાપમાંથી તારે છે.**

**भ्रान्तिज्ञानं स्थितं बाह्ये सम्यग्ज्ञानं च मध्यगम् ।**
**मध्यान्मध्यतरं ज्ञेयं नारिकेलफलाम्बुवत् ॥ म. द.**

બહારના સ્થૂળ પ્રપંચનું જે જ્ઞાન તે ભ્રાંતિજ્ઞાન જ છે, પરંતુ જેમ નાળીયેરમાં પાણીનું જ્ઞાન તે પ્રમાણે મધ્યમાં સ્થિત જે આત્મા; તેના સૂક્ષ્મ જ્ઞાનવડે જીવન્મુક્ત થવાય છે.

**निमिषं निमिषार्धं वा प्राणिनां आत्मचिन्तनम् ।**
**क्रतु कोटि सहस्राणां ध्यानमेकं विशिष्यते ॥**

---

नित्यमाचरतः शौचं कुर्वतः पितृतर्पणम् ।
यस्य नोद्विजते चेतः शास्त्रं तस्य करोति किम् ॥

હંમેશાં સર્વ શૌચાચાર તેમજ શ્રાદ્ધ વિગેરે નૈમિત્તિક કર્મોનું આચરણ કરવા છતાં જેના ચિત્તમાં જરાપણ ગ્લાનિ ઉપજતી નથી તેવા મનુષ્યને સત્ શાસ્ત્રો શું કરી શકે વારૂ? તેવા મનુષ્યો શ્રેય ની ઈચ્છાથી અથવા દંભથી તથા કોઈ કોઇ શંકાસમાધાનની ઈચ્છાથી તત્ત્વવેત્તા પુરૂષો પાસે જાય છે તો ખરા; પરન્તુ પોતાના આચરણથી તેનું અનુમાન કરે છે. એટલે તરત જ પોતાના સ્વભાવ પ્રમાણેની વૃત્તિના તરંગ, વમળો, અને ચકરોનો વાયુ લાગતાં "હોને ગઇ પુત અને ખો આઈ ખસમ" જેવું કરી બેસે છે." અને કર્મ બાંધી પાછા ફરે છે.

ભાવાર્થ—એકક્ષણુ અથવા અર્ધક્ષણુ ( આંખનું ઉઘડવું અને બંધ થવું ) એટલો સમય જે પ્રાણી આત્મચિન્તન કરે તો તેનું ફળ સહસ્ર યજ્ઞોના ફળ કરતાં પણુ વધારે છે.

**निमेषार्धं न तिष्ठंति वृत्तिं ब्रह्ममयीं विना ।**

**यथा तिष्ठंति ब्रह्माद्याः सनकाद्याः शुकादयः ॥ भ. शं.**

જેમ બ્રહ્માદિ, સનકાદિ અને શુકાદિ મુનિઓ બ્રહ્માકાર વૃત્તિ (ત્રિપુટીથી રહિત કેવલ ચિન્માત્ર વાસના અર્થાત્ અસંપ્રજ્ઞાત) વિના અર્ધો નિમેષ પણુ રહેતા નથી. **ब्रह्म तं परादाद्योऽन्यत्राऽऽत्मनो ब्रह्म वेद**–" પોતાનું વાસ્તવિક અને મૂળ સ્વરૂપ જે પ્રત્યક્ આત્મા છે તે બ્રહ્મ છે, એવી રીતે નહીં જાણુતાં પરાક્‌ને બ્રહ્મ તરીકે જાણુનાર મનુષ્ય શ્રેષ્ઠ માર્ગથી ભ્રષ્ટ થાય છે. કહ્યું છે કે; **प्रत्यग्दृशां विमोक्षाय निबंधाय पराग्दृशां ॥**

**"श्रीमच्छंकराचार्यविरचितं"**

**अधमो देहभावस्तु, जीवभावस्तु मध्यमः ।**
**उत्तमो साक्षिभावस्तु, सोऽहंभावो महात्मना ॥ १ ॥**
**अधमस्तु कुलाचारः, शौचाचारस्तु मध्यमः ।**
**उत्तमो नियमाचारः, स्वेच्छाचारो महात्मना ॥ २ ॥**
**अधमो जातिभावस्तु, भक्तिभावस्तु मध्यमः ।**
**उत्तम आत्मभावस्तु, भावातीतिर्महात्मना ॥ ३ ॥**
**अधमा इदमिच्छंति, परमिच्छंति मध्यमाः ।**
**उत्तमा मोक्षमिच्छंति, नैव इच्छा महात्मना ॥ ४ ॥**
**अधमाः कर्मभीताश्च, भक्तिभीताश्च मध्यमाः ।**
**उत्तमा ज्ञानभीताश्च, भीतिर्नास्ति महात्मना ॥ ५ ॥**
**अधमा धाम सेवंति, देवं सेवंति मध्यमाः ।**
**उत्तमा ब्रह्म सेवंति, नैव सेवा महात्मना ॥ ६ ॥**
**अधमा प्रतिमापूजा, स्तोत्रं जाप्यं च मध्यमं ।**
**उत्तमा मानसो पूजा, सोऽहं पूजा महात्मना ॥ ७ ॥**

अधमास्तु क्रियारामाः, शास्त्रारामास्तु मध्यमाः ।
उत्तमा आत्मरामास्तु, नैवारामो महात्मना ॥ ८ ॥
अधमो जपहोमश्च, ध्यानलीनश्च मध्यमः ।
उत्तमो लयलीनश्च, पूजाऽर्चा चाधमाधमा ॥ ९ ॥
पूजाकोटिसमं स्तोत्रं, शास्त्रकोटिसमो जपः ।
जपकोटिसमं ध्यानं, ध्यानकोटिसमो लयः ॥ १० ॥
उत्तमा सहजावृत्तिः, मध्यमा ध्यानधारणा ।
शास्त्रचिंता कनिष्ठा च, तीर्थयात्राऽधमाधमा ॥ ११ ॥

અર્થઃ—દેહભાવ એટલે શરીર જ હું છું એમ માનનારા અધમ છે, હું જીવ છઉં એવું માનનારા મધ્યમ છે, હું સાક્ષી સ્વરૂપ છું અર્થાત્ સાક્ષ્ય ભાવવાળા ઉત્તમ છે, અને તે બ્રહ્મ હું છું તેવો ભાવ રાખવાવાળા મહાત્મા ગણાય છે (૧) કુલાચારને વળગી રહેનારા અધમ છે, બાહ્યશૌચાચારજ રાખવાવાળા મધ્યમ છે, વિધિનિષેધ ભાવ રાખવાવાળા ઉત્તમ છે, અને આત્મામાંજ રમણ કરવાવાળા મહાત્મા ગણાય છે. (૨) અમુક જાતિભાવ રાખવાવાળા અધમ છે, સકામ ભક્તિભાવવાળા મધ્ય છે, આત્મભાવ એટલે સર્વે આત્મસ્વરૂપ છે તેવા ભાવવાળા ઉત્તમ છે, અને સઘળા ભાવથી પર ગએલા એટલે ભાવનું ઉલ્લંઘન કરી ગએલા મહાત્મા ગણાય છે. (૩) મૃત્યુલોકના વિષય ભોગોની ઇચ્છાવાળા અધમ છે, સ્વર્ગાદિ પરલોકની ઇચ્છા કરનારા મધ્યમ છે, મોક્ષની ઇચ્છાવાળા ઉત્તમ છે, અને ઇચ્છા અનિચ્છા ને પરેચ્છાથી પર રહેવાવાળા નિઃસ્પૃહી મહાત્મા ગણાય છે. (૪) કર્મ ભીરૂતા એ અધમ છે, ભક્તિ ભીરૂતાવાળા મધ્યમ છે, જ્ઞાન ભીરૂતાવાળા ઉત્તમ છે, અને અભય પદમાં સ્થિતિ રાખનાર મહાત્મા ગણાય છે. (૫) ચાર ધામમાંથી અમુક ધામનું સેવન કરનાર અધમ છે, અમુક દેવનું સકામપણે સેવન કરનાર મધ્યમ છે, બ્રહ્મપરાયણ રહેવાવાળા ઉત્તમ છે, અને કશા પણ આલંબન વગર સહજ સમાધિસ્થ રહેવાવાળા મહાત્મા ગણાય છે. (૬) મૂર્તિપૂજા કરવા પુરતું જ

સમજનાર અધમ છે, સ્તોત્ર અને જપ પરાયણ રહેનારા મધ્યમ છે; માનસિક પૂજા કરવાવાળા ઉત્તમ છે, અને તે બ્રહ્મ હું છું એવા ભાવથી વિરમવાવાળા મહાત્મા ગણાય છે. (૭) કર્મ પરાયણ રહેનારા અધમ છે, શાસ્ત્ર પરાયણ રહેવાવાળા મધ્યમ છે; આત્મપરાયણ રહેવાવાળા ઉત્તમ છે, અને નિરાલંબન કૈવલ્યપરાયણ રહેવાવાળા મહાત્મા ગણાય છે. (૮) સકામ જપ અને હોમપરાયણ રહેનાર અધમ છે, ધ્યાનપરાયણ રહેવાવાળા મધ્યમ છે, લયલીન અવસ્થા વાળા ઉત્તમ છે, અને પૂજાપત્રીમાંજ રહેનારા અધમ છે. (૯) કરોડ પૂજાની બરાબર એક સ્તોત્ર પાઠ છે, કરોડ શાસ્ત્રના અધ્યયન બરાબર જપ છે, કરોડ જપની બરાબર ધ્યાન છે, અને કરોડ ધ્યાનની બરાબર લય અવસ્થા છે. (૧૦) સહજાવસ્થાવાળા ઉત્તમ છે, ધ્યાનધારણાવાળા મધ્યમ છે, શાસ્ત્રનું ચિંતન કરવાવાળા કનિષ્ઠ છે, અને તીર્થયાત્રા કરવાવાળા અધમમાં અધમ છે.

**अनात्मन्यात्मभावेन, देहभावनया तथा । पुत्रदारैः कुटुंबैश्च चेतो गच्छति पीनतां ॥ (१) अहंकारविकासेन ममतामललोलया । इदं ममेतिभावेन चेतो गच्छति पीनतां ॥ (२) आधिव्याधिविलासेन समाश्वासेन संसृतौ । हेयाहेयविभागेन चेतो गच्छति पीनतां ॥ (३) स्नेहेन धनलोभेन लाभेन मणियोषितां । आपातरमणीयेन चेतो गच्छति पीनतां ॥ (४) दुराशाक्षीरपानेन भोगानिलबलेन च । आस्थादानेन चारेण चित्ताद्रिर्याति पीनतां ॥**

અનાત્મ પદાર્થોમાં આત્મભાવ રાખવાથી, તથા શરીરાસક્તિથી, તેમજ પુત્ર, સ્ત્રી, કુટુમ્બ ઈત્યાદિમાં સ્નેહરૂપી ચીકાશવડે ચિત્ત સ્થૂલપણાને પામે છે. (૧) અહંકારના વધવાથી તથા મમતારૂપી મેલ ચડવાથી, દ્રશ્ય ભૌતિક પદાર્થો મારા સુખના સાધન છે એવી બુદ્ધિથી ચિત્ત સ્થૂળ ભાવને પામે છે. (૨) માનસિક ચિન્તા તથા શારીરિક રોગના આક્રમણથી, સંસારમાં શ્રદ્ધાથી એટલે રમણીકપણાની બુદ્ધિએ

કરી, અપ્રિયના ત્યાગ અને પ્રિયના ગ્રહણ માટેના ઉદ્યમે કરીને મન જડતાને પામે છે. (૩) સ્નેહે, દ્રવ્યના લોભવડે, તથા ઉપરથી રમણીય લાગતા એવા મણિ તથા સ્ત્રીઓના લાભે કરીને ચિત્ત જડતાને પામે છે, અર્થાત્ મન પુષ્ટ થાય છે, (૪) દુષ્ટ તૃષ્ણાઓરૂપી દુગ્ધના પાનથી, ભોગરૂપી[1] વાયુના બળે કરીને, તથા વિષયોમાં વિચરવાથી દાહ મૂર્છાદિ વ્યાકુળતા દેવાવાળા વિષયભોગે કરીને મનરૂપી અજગર સ્થૂળ અને પુષ્ટ થાય છે. (૫)

**स्नातं तेन समस्ततीर्थसलिले, दत्ता च सर्वा मही ।**
**यज्ञानां च कृतं सहस्रमिष्टमखिला देवाश्च संपूजिताः ॥**
**संसाराच्च समुद्धृताः स्वपितरस्त्रैलोक्यपूज्योप्यसौ ।**
**यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ॥ १ ॥**
**कुलं पवित्रं जननी कृतार्था विश्वंभरा पुण्यवती च तेन ।**
**अपारसंवित्सुखसागरेऽस्मिँल्लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥२॥**

અર્થઃ—જેનું મન બ્રહ્મ વિચારમાં ક્ષણમાત્ર પણ સ્થિરતાને પામે તેણે સર્વે તીર્થોમાં સ્નાન કર્યું, સંપૂર્ણપૃથ્વીનું દાન પણ કર્યું, હજારયજ્ઞોનું અનુષ્ઠાન કર્યું, સંસારથી પોતાના પિતૃઓનો ઉદ્ધાર પણ કર્યો, અને

---

१ विश्वामित्रपराशरप्रभृतयो वाताम्बुपर्णाशना-
स्तेपि स्त्रीमुखपंकजं सुललितं दृष्ट्वैव मोहं गताः ॥
शाल्यन्नं सघृतं पयोदधियुतं भुंजंति ये मानवा-
स्तेषामिन्द्रियनिग्रहो यदि भवेत् विंध्यस्तरेत् सागरम् ॥

વિશ્વામિત્ર અને પરાશર જેવા અરણ્યમાં પાણી અને પાંદડાં ખાઇને રહેવાવાળા જો સ્ત્રીમાં મોહ પામ્યા, તો માલમલીદા ખાવાવાળાઓ ઇન્દ્રિયનિગ્રહ કરે તો વિંધ્યાચળ પર્વત પણ સમુદ્રમાં તરે.

अन्तरा दुस्तरा नस्युर्यदिरे मदिरेक्षणाः ॥

જો દુસ્તર એવી મદીરેક્ષણા વિઘ્નરૂપ ન થાય તો સાર વીનાના સંસારને તરવો સહેલ છે.

તે મનુષ્ય ત્રણે લોકમાં પૂજ્ય છે. અપાર જ્ઞાન તથા સુખના સાગરરૂપ આ પરબ્રહ્મને વિષે જેનું ચિત્ત લીન થયું છે તેનું કુળ પવિત્ર છે, માતા કૃતાર્થ છે, તથા પૃથ્વી પણ તે મનુષ્યવડે પુણ્યવાળી છે. "**तत्राधिकं क्षणमेकमास्थाय क्रतुशतस्यापि फलमवाप्नोति कृत्स्नमोंकारगतं**" । ઓંકારના લક્ષ્યાર્થનું એક ક્ષણ ધ્યાન કરવાવાળો મનુષ્ય સો યજ્ઞથી પણ અધિક ફલને પામે છે.

"**सुहृदः साधुकृत्यं द्विषंत पापकृत्यं**"

એવા પુરૂષોનું પુણ્ય સુહૃદ્જનોને મળે છે, અને પાપકર્મ તેનો દ્વેષ કરવાવાળાને પ્રાપ્ત થાય છે.

**इदं तीर्थमिदं तीर्थं भ्रमंति तामसा जनाः ।**
**आत्मतीर्थं न जानाति कथं मोक्षः भवेत् प्रिय ॥**

અજ્ઞાનગ્રસ્ત મનુષ્યો બિચારા આ તીર્થ, પેલું તીર્થ, અમુક તીર્થ (હરદ્વાર, પ્રયાગ, ડાકોર, દ્વારકા) ઇત્યાદિ તીર્થોમાં[1] મુક્તિને માટે ભટકે છે, પરંતુ જ્યાંસુધી પોતાના ચૈતન્ય આત્મારૂપી તીર્થને જાણતા ઓળખતા નથી; ત્યાંસુધી મોક્ષની આશા શી રીતે રાખી શકાય વારૂ ? અર્થાત્ આત્મજ્ઞાન પ્રાપ્ત ન થાય તો તે સર્વે અથડામણ ફોગટ સમજવી.

**तीर्थानि तोयपूर्णानि देवान् पाषाणमृण्मयान् ।**
**योगिनो न प्रपद्यंते आत्मज्ञानपरायणाः ॥**

આત્મજ્ઞાનપરાયણ યોગીઓ પાણીથી ભરેલાં તીર્થો, તથા પાષાણ[2] અને માટીના બનાવેલા દેવોને શરણે[3] જતા નથી.

---

૧ મક્કા કાશી મંદિર કયા ઢુંઢે, જલમેં મીન જ્યું પ્યાસી;
અંતર ભૂલી બાહિર શોધત, અંતમેં હોવત હાંસી.
આતમ આપો આપ પ્રકાશી.

૨ ત્રેતાદિ (યુગો)ને વિષે મૂર્તિપૂજાની ક્રિયાઓ શરૂ થઈ.

૩ મંદબુદ્ધિવાળા કુતર્કીઓ આવા આત્મજ્ઞાનના મહિમાને શી રીતે જાણી શકે વારૂ !

**वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।**
**लोकोत्तराणां चेतांसि कस्तु विज्ञातुमर्हति ॥**

વજ્રથી પણ કઠોર અને પુષ્પથી પણ કોમળ એવા લોકાન્તરને અર્થાત્ જન્મજન્માન્તરને ઓળંગી ગયેલા પુરૂષોના અંતઃકરણને જાણવા માટે કોણ સમર્થ છે ?

**हयमेधसहस्राण्यथ कुरुते ब्रह्मघातलक्षाणि ।**
**परमार्थविन्नपुण्यैर्न च पापैः स्पृश्यते विमलः ॥**

જ્ઞાની મનુષ્ય હજારો યજ્ઞ કરે, અથવા લાખ બ્રાહ્મણોની ઘાત કરે તો પણ માયારૂપી મલથી (અજ્ઞાન)થી રહિત હોવાથી તેને પુણ્ય-પાપ સ્પર્શ કરી શકતાં નથી; કારણકે જેમ સ્વપ્નમાં કરેલાં પાપપુણ્ય[1] જાગ્રતમાં મિથ્યા જણાય છે, તેમ તે મનુષ્યે પાપ-પુણ્ય રહિત પરમાર્થ વસ્તુને જાણેલી હોય છે. અને તેનું અંતઃકરણ અકર્તા અભોક્તા ભાવને જ અનુસરે છે.

તેથી કરીને એવું ન સમજવું કે યજ્ઞો ન કરવા; અથવા કરવા, અને બ્રાહ્મણોને મારવા, તેમ નહીં પરંતુ જ્ઞાનીની સ્તુતિ પરત્વે શાસ્ત્રનું વચન છે.

ગૃહસ્થાશ્રમીએ શાસ્ત્રાનુસાર શ્રૌતસ્માર્તાદિ નિત્ય નૈમિત્તિક કર્મોનું આચરણ; નિષિદ્ધ કર્મોનો ત્યાગ, અને યજ્ઞાદિ કર્મો કર્તૃત્વમદને ત્યાગીને અનહંકૃત વૃત્તિથી કરવાં, અને કરાવવાં જોઇએ.

---

१ **मायाप्रपंचरचना न च मे विकारः ।**
**कौटिल्यदम्भरचना न च मे विकारः ॥**
**सत्यानृतेतिरचना न च मे विकारो ।**
**ज्ञानामृतं समरसं गगनोपमोऽहम् ॥**

**અર્થ:—માયાની વિવિધપ્રકારની રચના, કુટિલતા, કપટ, ઢોંગ, સાચ અને જૂઠ વિગેરે પ્રપંચ મારો (આત્માનો) વિકાર નથી; પરંતુ હું જ્ઞાનસ્વરૂપ, અમર, સદા સમાન રહેવાવાળો અને વ્યાપક છું.**

**जैसे कोउ मारगमें, चलत आखरी परै,**
**फेरि करी उठै तब, बहै पंथ लयो है ।**
**जैसे चंद्रमाकी पुनि, कला छीन होइ गइ,**
**सुंदर सकल लोक द्वितीयाको नयो है ॥**

જેમ રસ્તામાં ચાલતાં કોઈ માણસ પડી જાય અને ઊઠીને પાછો ચાલવા માંડે છે, અને માણસો જેમ અમાવાસ્યાને દિવસે ચંદ્રમાને કળાથી નષ્ટ થઈ ગયો માને છે; પરંતુ બીજના દિવસે તેવોને તેવોજ પ્રતીત થતો જાય છે, તેમ શ્રી. સુંદરદાસજી કહે છે કે; કોઈ ભજનાનંદી સાધુ પ્રારબ્ધકર્મના વેગથી પાછો પડી ગયો જણાય, પરંતુ બીજના ચંદ્રમાની માફક પુનઃ પોતાને પંથેજ પડે છે.

**आत्मा ज्ञानमयः पुण्यो, देहो मांसमयोऽशुचिः ।**
**तयोरैक्यं प्रपश्यंति, किमज्ञानमतः परम् ॥**

આત્મા સ્વપ્રકાશ અને પવિત્ર છે અને સ્થૂળ દેહ માંસાદિકથી ભરપુર છે તથા અપવિત્ર છે; છતાં જેઓ બંનેનું એકપણું માને છે તેનાથી ભિન્ન બીજું કયું અજ્ઞાન! "**उभयोरन्तरं ज्ञात्वा कस्य शौचं विधीयते**" અર્થાત્ એ બેનો તફાવત જેણે જાણેલો છે તેણે શોચનો વિધિ જાણેલો છે.

**यस्य वर्णाश्रमाचारो गलितः स्वात्मदर्शनात् ।**
**स वर्णानाश्रमान् सर्वानतीत्य स्वात्मनि स्थितः ॥**

સ્વાત્મસાક્ષાત્કારવડે વર્ણ તથા આશ્રમના આચારને[1] ઓળંગીને પોતાના આત્માને વિષે સ્થિતિ કરે છે, તથા બાલવત્ પિશાચ-

---

૧ આચારનો તાત્પર્ય એવો છે કે સંસારના ત્યાગી અને ઉપરની ભૂમિકાઓમાં વિચારવાવાળા પુરૂષો માટેનું જ શાસ્ત્ર કથન છે. પરંતુ લોકોના સમૂહમાં પ્રમાદને વશ થઇ તેવી રીતે વર્તન કરવાનું અનેકાનેક સર્વે શાસ્ત્રકારોએ નિષિદ્ધ કરેલું છે. છતાં જે વર્ણાશ્રમનો ત્યાગ કરે છે તે પતિત થાય છે. એટલું જ નહિ પરંતુ તેથી કરીને કુમળા મગજના બાળકોના ભેજામાં ખોટી છાપ પડે છે તેના દાખલા તમારા સન્મુખ મોજુદ છે.

-વત્, ઉન્માદવત્, અને જડવત્, પણ હોય છે. તથા કેટલાક સમ અને વિષમ પણ હોય છે.

**अनुभूर्ति विना मूढो वृथा ब्रह्माणि मोदते ॥ भ० शां.**

વિશુદ્ધ બ્રહ્માનુભવના અભાવે મૂઢ જનો જુદા જૂદા રૂપ પુરતોજ એટલે મિથ્યા અને વાસનાનંદ અર્થાત્ ભ્રમણાનંદને બ્રહ્માનુભવ માની [૧]મ્હાલે છે.

કેટલાક સજ્જનો એક મેડી ઉપર રાજસી ઠાઠમાઠમાં બિરાજતા હતા અને વિશુદ્ધ બ્રહ્માનુભવ પ્રાપ્ત કરવાની વાતોજ કરતા કરતા (જરા-સંધ) ઘરડા થઈ ગયા હતા. એટલામાં એક મહાત્માએ તે મેડી ઉપર જઈ તે ગૃહસ્થોને પૂછ્યું કે; મારો

---

ચાર છાંડયા છ રાંડયા, ત્રણનું રહ્યું નહીં નામ;
સાંબેલે સુતર વીંટયું, દ્વિજ પાડયું છે નામ.

અગ્નિહોત્રની સાટ ધરે છે, બીડી મુખમાં, વૈશ્વદેવની વાટ ઉઠી છે. મિથ્યા સુખમાં, બ્રહ્મયજ્ઞનો યોગ ચાવનીમાં વિરામ્યો, સંધ્યાનો સંયોગ સાઈકલમાં અંત પામ્યો, પોથા પેટીમાં પડયા ચક્ષુ ચસ્મા ચડાવતાં, વેદવિદ્યા નાશી ગઈ એ. બી. સી. ડી. આવતાં.

न संध्यां संधत्ते नियमित निमाजंनकुरुते ।
न वा मौंजीबंधं कलयति न वा सूनत विधिं ॥
न रोजां जानीते व्रतविधिमपि नैव कुरुते ।
न काशीमक्कां वा शिव शिव न हिन्दु र्न यवनः ॥

એક ગામમાં જ્ઞાતિ ભોજન થતુ હતું. તેમાં કેટલાએક પુરૂષો ગંજીફરાક પહેરીને બેઠેલા, પ્રશ્ન કરતાં જણાયું કે તે જ્ઞાતિ ભોજન ભૂદેવોનું હતું!?

૧ उष्ट्राणां विवाहेषु गीतं गायंति गर्दभाः ।
परस्परं श्लाघयन्ते अहो रुपमहो ध्वनिः ॥

ઊંટના લગ્નમાં ગીત ગાવાવાળા ગધેડાઓ ઊંટના રૂપનાં વખાણ કરે છે અને ઊંટ ગધેડાના કંઠનાં વખાણ કરે છે. શૂર સતી અરૂ સાધકી, પહેલે અસ્તુતિ નાય.

ઊંટ આ મેડી ઉપર આવ્યો છે ? તેના જવાબમાં તે સજ્જનોએ બેરાની માફક ખભા ચઢાવી ઉંચે સ્વરે જણાવ્યું કે; તમે પાગલ બની ગયા છો કે શું ? ઊંટ તે ક્યાંઈ મેડી ઉપર આવતો હશે ખરો કે ? તે કાંઈ નાની સુની વસ્તુ છે ? જાઓ જંગલમાં (નિર્જનસ્થાનમાં) તપાસ કરો ત્યાં હશે. આવા શબ્દો સાંભળી મહાત્માએ[1] જણાવ્યું કે, તમારૂં બોલવું સત્યજ છે તમે કાયમ–જીંદગીભર આવા રાજસી ઠાઠમાઠમાં બ્રહ્માનુભવ પ્રાપ્ત કરવાની વાતો કરો છો, તો તે કાંઇ નાની સુની વસ્તુ નથી, અથવા કાંઈ સ્થૂળ પદાર્થ નથી કે તમારા હાથમાં આવે; અથવા જાણવામાં આવે. પરંતુ તમે જ્યારે આ ઉપાધિઓ છોડી મારા ઊંટની માફક જંગલમાં–નિર્જનસ્થાનમાં સતત્ નિદિધ્યાસન કરશો ત્યારે જ તેની લબકઝબક ઝાંખી થશે. કારણ કે, ઊંટ મેડી ઉપર આવે નહીં તે તો તમે જાણોજ છોને ? તેમ તમારા ઢંગ પણ રેતીને પીલી તેલ કાઢવા સમાન અને ફોફાં ખાંડી કણ કાઢવા સમાન છે. मूर्खाणां बोधको रिपुः

“ વિશુદ્ધ બ્રહ્માનુભવ. ”

“તત્ત્વની રીત એવી છે કે જેમ સુષુપ્તિમાં અહં વૃત્તિનો લય થઇ બ્રહ્મની સાથે પોતાની એકતા થાય છે, તેમજ જાગ્રત અવસ્થામાં જ્યારે બુદ્ધિ વડે આ હું” એમ **પોતાને જાણે નહિં** ત્યારે પોતે સ્વપ્રકાશ જ્ઞાતા જ છે એમ જાણવું. ”

“હું દેહ છું–કે જીવ છું–કે બ્રહ્મ છું. એવી બુદ્ધિવડે કાંઈ પણ કલ્પના ન કરવાથી જે **સહજસ્થિતિ** રહે છે, તે સર્વધર્મશૂન્ય આત્માનું પ્રાપ્ત થવું છે. ”

“ જ્યાં કર્મની અપેક્ષા નથી તથા સ્વરૂપમાં કાંઈ પણ ગ્રહણ ત્યાગબુદ્ધિ નથી તે બ્રાહ્મી સ્થિતિ છે.”

“ મનમાં કરે નહીં કલ્પના મુખથી બોલે ન બોલ, એષાવસ્થા **ઉન્મની** અંતઃકરણ અડોલ.”

---

૧ અપ્રિયસ્ય પથ્યસ્ય શ્રોતા વક્તા ચ દુર્લભઃ ॥

"પોતાનું સ્વરૂપ જે ન હોવાપણાના ભ્રમથી જે હોવાપણું હોય છે તે બ્રાહ્મી સ્થિતિ છે."

"સ્વરૂપને જોવું અને ન જોવું એ વિનાની જે સ્થિતિ તે ખરે-ખરૂં આત્માનું દર્શન છે, અને તેવે વખતે સ્વસંવિતજ હોય છે."

"અદ્વૈતાનંદ એટલે સ્વસંવિત્ સ્વરાજ્ય સુખ, નિર્વિષય એટલે હું કોણ છું: આ શું છે; હું કેવો છું; એવી દરેક જીજ્ઞાસા બંધ પડી જાય ત્યારે ચિત્તની લય અવસ્થા જાણવી અર્થાત્ બ્રાહ્મી સ્થિતિ ગણાય છે."

"જેમ આકાશ સર્વત્ર વ્યાપક હોવાથી તેમાં ઢળી જવાપણું નથી તેમ જ્યારે પ્રીતિ અને અપ્રીતિનો ત્યાગ થતાં દ્રષ્ટા પોતે જ બને છે, એટલે દ્રષ્ટા અને દ્રશ્ય એવા દ્વૈતથી જે પદ દ્રષ્ટિ છે; અર્થાત્ અંતર બહિર જોવું અને ન જોવું એ વિનાની જે સહજ સ્થિતિ તે બ્રહ્મવેત્તાઓનું ખરૂં સ્વરુપ છે. બાકી તો બધો વાણિજ્ય વેપાર છે."

"એક નહીં વહાં કુછ નહીં, એક તહાં ભય ખુબ,
એક અનેક કહા કહે, તુમ હમ દોનો ચુપ.
"જો જ્ઞાતા નહિં જ્ઞાન તહાં, ધ્યે ધ્યાતા નહિં ધ્યાન;
કહન હાર સુંદર નહિં; યહ અદ્વૈત વખાન.

"જે રૂપાદિને ધારણ કરતો નથી એમ વિચારી જગતને જુએ છે, ત્યારે જગત્ મિથ્યા હોવાથી શૂન્યરૂપ દેખે છે તે બ્રહ્મજ્ઞ કહેવાય છે અર્થાત્ બ્રહ્મવેત્તા ગણાય છે."

"કાંઈપણ નહિંપણું—એટલે—શૂન્ય—પોતાને એટલે શૂન્યને દેખી શકતું નથી, પણ બ્રહ્મનું અસ્તિત્વ તે અસ્તિત્વ નહિં કિંતુ અસ્તિત્વ વિનાનું અસ્તિત્વ અને અનસ્તિત્વ એ ઉભયને એટલે બંનેને સ્પર્શ નહિં કરનારૂં હોવું તે સહજસ્થિતિ ગણાય છે."

"પ્રસંગ પ્રાપ્ત વિષયને બાદ કરતાં—વિષયો વિના જ્યાં જ્યાં સુખ થાય તે બ્રહ્માનંદની વાસના જાણવી."

"જ્યારે મિથ્યાવસ્તુથી વિક્ષેપ થવો બંધ થઈ જાય ત્યારે પ્રતિબંધ રહિત બોધની પ્રાપ્તિ થાય છે, અને દ્રશ્ય પદાર્થોમાં વાસનાના ઉદયનો અભાવ થાય તે વૈરાગ્યનો અવધિ છે."

"નિશ્ચળતા માત્રથી બ્રહ્માનંદનું વિશેષ રૂપથી ભાન થતું નથી કારણ કે આત્માની અંદર કલ્પેલા–આરોપિત કર્તૃત્વપણું તત્વજ્ઞાનવડે બાદ થયા છતાં; વિદેહ–મુક્તિ પર્યંત અવિદ્યાલેશ અથવા અવિદ્યા પ્રતિબિમ્બનિષ્ટ કતૃત્વ ભોક્તૃત્વનો અભ્યાસ હોવાથી ચિદાભાસયુક્ત વિકારી અંતઃકરણ સ્વાભાવિક કતૃત્વ પણાથી નિવૃત્ત થતું નથી, કારણ કે જેમ અગ્નિ વિદ્યમાન હોય ત્યાં સુધી ધર્મધર્મી વસ્તુ પ્રમાણે તેની દાહક શક્તિ પણ વિદ્યમાન જ હોય છે. માટે જેને જીવન્મુક્તિની ઇચ્છા હોય તેમણે ત્રિપુટીથી રહિત કેવલ ચિન્માત્ર વાસનાનો અભ્યાસ કરવો; પરંતુ કર્મ ઉપાસના કરવાં નહીં."

"જ્યારે ચિત્ત ચિંતન કરવાના પદાર્થને ત્યાગી દે છે ત્યારે પોતે પોતાનુંજ ભજન કરે છે એમ જાણવું, એવો જ્ઞાનીનો ચતુર્થભક્તિ યોગ દ્રશ્ય માર્ગથી તદન ભિન્નજ હોય છે."

"સ્વરૂપના અને વિશ્વના છેપણાની અને નહીંપણાની કલ્પનાનો લોપ થતાં સહજ બ્રહ્મચૈતન્ય સ્થિતિ બની રહે છે."

"ભેદનો નિરાસ કરીને આત્મભાવ અર્થાત્ આત્મૈકય ભાવનાની જે સિદ્ધિ કરે છે, પરન્તુ એ આત્મજ્ઞાનની કૃતિ છરી વડે પોતાનેજ ટાંચવા સમાન છે કારણ કે સચ્ચિદાનન્દ આત્મા સર્વત્ર અભેદ અને એકાકી ભાવથી સ્વતઃસિદ્ધ છે, એવી રીતે સતતસિદ્ધ આત્મૈકયભાવનું આત્મજ્ઞાનવડે આત્મૈકય કરવું; તે દર્પણને દર્પણથી જોવા જેવું અને તે ખરેખર છરીએ કરીને પોતાનેજ ટાંચવા જેવું છે, માટે ભાવ અને અભાવ બન્નેનો ત્યાગ કરવાથી સાહજીક સ્થિતિ બની રહે છે તેને ભાવાતીતાવસ્થા કહેવામાં આવ છે."

"સાક્ષાત્કાર સમયે બુદ્ધિની દ્રષ્ટિ સ્તંભિત્ત થઈ જાય છે, વિચાર બંધ પડી જાય છે અને તર્ક થતો નથી, તેને સાક્ષાત્કાર કહેવામાં આવે છે."

" જ્યારે જ્યારે મન સંકલ્પ–વિકલ્પ રહિત હોય ત્યારે વાણી ગમે તેવી પવિત્ર હોય તો પણ વાપરવી નહીં."

"જેમ દીવાનો પ્રકાશ અને આકાશ અભિન્ન દેખાય છે પરંતુ તે બન્ને ભિન્નજ છે તેવીજ તે ચિદાભાસયુક્ત અંતઃકરણ અને આત્માનો વિવેક કરી લેવો."

" જેમ નેત્ર બીજા પદાર્થોને જુએ છે તેમ તારો આત્મા ( તું આત્મા ) પોતાના સ્વરૂપને જોવાને અશક્ત છો, જેમ નેત્ર પોતેજ દ્રષ્ટા છે તેવી જ રીતે તું આત્મા પોતે દ્રષ્ટા હોવાથી જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ ત્રણે અવસ્થામાં બનતા બનાવોનો અનુભવ કરનાર અથવા જાણનાર તુંજ છો, જેમ દીવો, સૂર્ય ઈત્યાદિ."

"વેદો નેતિ નેતિ કહીને સમજાવે છે તેનો અર્થ એવો છે કે; જે જે બુદ્ધિની કલ્પનાઓ, હું–આ–ને હું આ નહીં; એવા પ્રકારના સંકલ્પો, આભાસો. અને ત્યારબાદ ચિત્તશક્તિનો લોપ થતાં સ્વસંવિત જ હોય છે.

સર્વકા નિષેધ નેતિ–નેતિ કરી હોઈ જાત.
એક ન નિષેધ હોત જો નિષેધ કાર હૈ,

" દર્પણમાં મુખને જોઇએ નહિ તો તેથી મુખની વ્યર્થતા થતી નથી; દર્પણમાં ન જોઈએ તો પણ મુખ તો જે છે તે છે જ. તેજ પ્રમાણે દ્રશ્ય છે તેથી જ દ્રષ્ટા છે એવી સિદ્ધિ નથી; પરંતુ દ્રષ્ટા તો છે તે છે જ.

" વૈરાગ્યરુપ ધામધુમવાળો લગ્નનો સમય, જ્ઞાનરુપ અભ્યાસની વૃદ્ધતા; એટલે નિદિધ્યાસનના પરિપાક વડે યોગરુપ ફળની પરિપક્વ-દશા થવાથી જ્યારે બ્રહ્મ અને બ્રહ્મ થનારમાં ભેદ રહેતો નથી એટલે કે અંતરના જુદાપણાનો જે શાંતિના યોગે લોપ થઈ જાય છે, તે બ્રહ્મરુપ યોગ્યતાને પામેલા છે."

" જેવી રીતે દ્રષ્ટિ બીજા પદાર્થોને જુએ છે, તેવી જ રીતે આત્મા પોતે પોતાને જોવા માટે પોતા તરફ વળે છે એટલે તત્કાળ

દ્રષ્ટિના દ્રષ્ટિત્વનો લોપ થાય છે, છતાં દ્રષ્ટિ પોતાની સામેના વિષયોના ભાવને અને અભાવને જુએ છે. સારાંશ કે નેત્રને નેત્ર જો કે ન દેખાય તો પણ તે નેત્ર અંધ તો નથી જ. બીજી વસ્તુઓ છે કિંવા નથી એ તો અવશ્ય જોઈ શકે છે જ.—એ જોનાર આત્મનેત્ર વિના બીજું કોઇ પણ નથી. અર્થાત્ ભ્રાંતિકાળમાં પણ તું આત્મા સ્વસ્વરૂપે જ જ્ઞાતા તરીકે જ હોય છે; કારણ કે દ્રષ્ટાની દ્રષ્ટિનો લોપ થતો નથી જ."

"જોએલાં દેશ અને નગરો મનમાં લાવી પછી જેમ મનુષ્ય તે દેશ અને નગરોમાં મનવડે જ ભ્રમણ કરવા માંડે છે તેવી રીતે આ સર્વ મનનો ખેલ છે. જેમ આંખને આંગળી વતી દાબીએ એટલે આંખ જ પ્રકાશનું ચક્ર બનીને પોતેજ પોતાને ભાસે છે તેમ આત્મામા જગદાભાસ જણાય છે, પરંતુ વાસ્તવિક નથી."

"સચ્ચિદાનંદઃ—सत् ÷એટલે વ્યાપક કૂટસ્થ, चित् ÷એટલે જ્ઞાન પ્રકાશ; અથવા ચૈતન્ય–ચિન્મય, અને आनंद÷એટલે દુઃખરહિત."

"પાનને ચુનો લગાડવામાં તથા પુષ્પ તોડવામાં જેટલો વખત લાગે તેટલો વખત આત્માને પામવામાં લાગતો નથી."

"જેમ ગોળની ભેલીને તોડયા પછી તેના અનેક ગાંગડા પડે છે, પરંતુ સર્વે ગોળરૂપે તો એક જ છે. તેમ ચૈતન્ય દ્રષ્ટૃત્વ ભાવમાં અસંખ્ય દ્રશ્ય ઉત્પન્ન થાય તો પણ ખરેખરી રીતે જોતાં એક દ્રષ્ટા આત્માજ છે. જેવી રીતે સોનું લગડીના રૂપમાં હોય અથવા અનેક પ્રકારના દાગીના રૂપે હોય તો પણ સોનાનું સોનાપણું, લગડી તથા દાગીના બંને સ્થિતિમાં એક જ છે."

"આત્મા સદા પ્રત્યક્ષ જ છે જેવી રીતે ઘડાનું પ્રત્યક્ષ જ્ઞાન માટીનું જ્ઞાન થયા પછી જ થાય છે. એટલે સમજવાનું કે પ્રથમ તો માટી જ દેખાય છે પછી એમ બોલવામાં આવે છે કે આ ઘડો છે. તેવી જ રીતે યાવન્માત્ર જગત અને તેના પદાર્થોનું નામરૂપાત્મક રૂપે બનેલું એટલે–ઘટનું જ્ઞાન, પટનું જ્ઞાન, મઠનું જ્ઞાન, એવી રીતે

દરેક વસ્તુનું જ્ઞાન ભિન્ન ભિન્ન હોય છે, પરંતુ વસ્તુના નામને અંતે જ્ઞાન શબ્દ દરેકને લાગુ પડે છે, તેમ જગતનું પ્રત્યક્ષ કરવામાં બ્રહ્મજ પહેલું પ્રત્યક્ષ થાય છે, પરંતુ નામરૂપને આકારે ફસી પડેલા જીવોની બુદ્ધિ બ્રહ્મનો વિવેક કરી શકતી નથી."

"જેમ દર્પણ જડ હોવા છતાં તેમાં જેમ મોઢું દેખાય છે, તેવી રીતે માયા જડ છે તે આત્માની જ સિદ્ધિ છે. તેમ અસ્તિ, ભાતિ, પ્રિય, તથા મન તો જડ છે છતાં આત્માની જ સિદ્ધિ છે.

"જગત અને તેના પદાર્થો દ્રષ્ટિએ પડવા છતાં તે તે પદાર્થ સંબંધી કોઈ પણ પ્રકારના વિચારવાળી વૃત્તિ અંતઃકરણમાં ન ઉત્પન્ન થાય અને અંતઃકરણ મૂકવત રહે તે ખરેખરૂં બ્રહ્મદર્શન છે. કારણ કે દર્શન અદ્રષ્ય વડેજ કરી શકાય છે." (વસ્ત્રાહરણ)

"જેવી રીતે બ્રહ્મલોક તથા સ્વર્ગાદિ તેં જોયાં નથી પણ શાસ્ત્રના પ્રમાણ ઉપરથી તને તે લોક છે એવી પ્રતીતિ અંતઃકરણમાં થાય છે તેવી રીતે આ સર્વ પ્રતીતિનો અધિષ્ઠાન આત્મા તું જ છો, અને તે લોકાદિ પણ તારામાં કલ્પાયેલાં છે.

"ચિત્તનો સ્વભાવ જાણનાર ગમે તેટલા પ્રયત્ન આદરે પણ નિર્દોષ યુક્તિના જ્ઞાન વિના બીજો ઉપાય નથી, હાથી જેમ અંકુશથી વશ રહે છે તેમ ચિત્તરૂપી હાથી પણ આધ્યાત્મ વિદ્યા વિના વશ થશે જ નહીં, અર્થાત્ ચિત્તમાંની વસ્તુમાં બ્રહ્મભાવના કરવાથી ચિત્ત અને વસ્તુ બંનેનો લય થાય છે." (સુદર્શન ચક્ર)

"જેને માટે તું ક્રિયા કરે છે તે ક્રિયાનો નાશ કર. કારણ કે આત્મામાં ક્રિયા અને ઇચ્છા બંનેનો અત્યંત અભાવ છે એવી જે સ્થિતિ તેને બ્રાહ્મીસ્થિતિ કહે છે."

"શ્વાસ અને મન આત્મામાંથી જ ઉઠે છે અને તેમાં જ સમાય છે, એ વાતનું સદા સ્મરણ રાખવાથી તારૂં મન આત્માનો જ અનુભવ કરશે."

"જેને જ્ઞાન કહેવામાં આવે છે તે પણ અજ્ઞાન જ છે કારણ કે અજ્ઞાનની અપેક્ષાવાળું જ્ઞાન તે પણ અજ્ઞાન જ કહી શકાય. એટલે જ્ઞાન અને અજ્ઞાન બંને જોડીઆ ભાઇ છે. માટે બંનેનો ત્યાગ કરવાથી બ્રહ્મરૂપ થવાય છે."

"જ્યારે ચિત્ત લીન પણ ન થયું હોય તથા વિક્ષિપ્ત પણ ન હોય તથા કોઈ લિંગ અથવા આભાસથી રહિત હોય ત્યારે બ્રહ્મસ્વરૂપ અવસ્થા જાણવી." [ બુદ્ધિગ્રાહ્ય અને અતીન્દ્રિય ]

"ઉઠેલા સંકલ્પનો લોપ થયો છે અને બીજો સંકલ્પ ઊઠ્યો નથી તેની વચગાળે એટલે સંધિમાં બ્રાહ્મી સ્થિતિ હોય છે.

"ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર, અને નિરૂદ્ધ એ ચિત્તની ભૂમિકાઓ છે. તેમાં લોકવાસના, શાસ્ત્રવાસના, અને દેહવાસનામાં પ્રવૃત્તિવાળું ચિત્ત ક્ષિપ્ત કહેવાય છે. અને નિદ્રા, તંદ્રા આદિ દોષોને વશ થયેલું ચિત્ત મૂઢ કહેવાય છે."

"મન તદાકાર થઇ સ્વાભિમાનથી નિવૃત્ત થાય એટલે જીવભાવનો નાશ થયેલો જાણવો. આવે વખતે પણ બ્રહ્માકાર સ્થિત હોય છે."

"સમુદ્રમાં ઘડાની માફક અંતર્બહિ:પૂર્ણ. એટલે સ્વ અને પરથી ઉત્થાન રહિત સ્થિતિને તુરીયાવસ્થા કહે છે.

"નિદ્રા જતી રહેલી છે અને પૂર્ણ પ્રમાણમાં જાગૃતિ આવેલી નથી તે સમયમાં જ્ઞાન અજ્ઞાન વૃત્તિ શૂન્ય સહજાવસ્થા હોય છે. દ્રષ્ટાંત:—બાળકને સવારમાં જગાડીએ છીએ તે વખતે બાળક પથારીમાં બેઠો થાય છે, અને આંખો ઉઘાડીને પાછો બંધ કરી; અથવા ખુલ્લી આંખે દિગમૂઢ જેવો પથારીમાં બેસી રહે છે, તે સમયમાં સહજાવસ્થા જ હોય છે.

"અંદર લીધેલો શ્વાસ બહાર નીકળી ગયો છે અને બીજો શ્વાસ લેવાનો આરંભ કર્યો નથી, તેની મધ્યગા સ્થિતિ જે બ્રહ્મ; તે સામાન્ય તથા વિશેષ ધર્મને સ્પર્શ ન કરતાં કેવળ જ્ઞાન માત્ર જ હોય છે."

"એક પદાર્થ પરથી દ્રષ્ટિ ઊઠી ગએલી છે અને હજી બીજા પદાર્થમાં પરોવાઈ નથી એવી દ્રષ્ટિથી જો જોવામાં આવે તો બ્રહ્મની સહજસ્થિતિ તત્કાળ જાણુવામા આવી જાય તેમ છે."

"અહંબ્રહ્માસ્મિ"—હું બ્રહ્મસ્વરૂપ છું એવા નિશ્ચયવાળી બુદ્ધિમાં સર્વ ઇન્દ્રિયોનો વિરોધ થયાં છતાં પણ નિરોધ નહીં પામનારૂં સંકલ્પ-વિકલ્પાત્મક મન, જ્યારે લય પામે છે ત્યારે જે અવસ્થા પ્રાપ્ત થાય છે તે અવસ્થાને વિદ્યા કહેલી છે આવી ઉત્તમ અવસ્થા **વેદવ્રતાચરણ નિદિધ્યાસના પરિપાક**[1] વડે જ સાધ્ય થાય છે તેને બ્રાહ્મીસ્થિતિ કહે છે. માટે નિદિધ્યાસન કરવાથી વેદાંતશાસ્ત્રોના પ્રકરણોમાં, તથા આકર ગ્રન્થોમાંથી, તથા કોઈ વિદ્વાન પાસેથી પણ નહીં સાંભળેલી બાબતોના અનુભવનું તને અલૌકિક રીતે અનાયાસે સ્ફુર્ણ થશે, અને ગુરુમુખ—સમાગમ વિના સમજી ન શકાય તેવા કઠિન અભિપ્રાયોમાં પણ બુદ્ધિ અનાયાસે પ્રવેશ કરી જશે. અને ભક્તિ અને મુક્તિના માટે કાંઈ પણ કરવાનું રહેશે નહીં, અને મુક્તિ તો તેના પછવાડે પછવાડે ફર્યા જ કરશે."

**यावत्क्षणं क्षणार्धं स्वरूपपरिचिन्तनं क्रियते ।**
**तावद्दक्षिण कर्णे त्वनाहतः श्रुयते शब्दः ॥ भ० शं.**

એક ક્ષણ અથવા અર્ધ ક્ષણ પણ સ્વરુપનું ચિન્તન કરવામાં આવે છે; ત્યારે જમણા કાનમાં અનાહત—શબ્દ સંભળાય છે. બીજા અનેક પ્રકારના ચિત્તના લયોની અપેક્ષાથી આ અત્યુતમ પ્રકાર છે.

---

૧ જેમ વૃક્ષ ઉપરથી તૂટેલું ફળ જમીન ઉપર નહીં પડવાની ઇચ્છા કરવા છતાં જમીન ઉપર જ પડે છે, તેમ તે પુરૂષ મોક્ષની ઇચ્છા નહીં કરવા છતાં હસ્તામલકવત્ મોક્ષને જ પામે છે.

બ્રહ્માનુભવ સંબંધે શ્રીજ્ઞાનેશ્વર ભગવાન કૃત અમૃતાનુભવ નામના અત્યુત્તમ ગ્રંથના ગુર્જર અનુવાદમાંથી કેટલુંક લીધેલ છે.

भेरीमृदङ्गशङ्खाद्याहतनादे मनः क्षणं रमते ।
किं पुनरनाहतेऽस्मिन्मधुमधुरेऽखण्डिते स्वच्छे ॥

સર્વથી મધુર, સ્વચ્છ, અને અખંડિત અનાહત નાદને છોડીને ભેરી, મૃદંગ, (તબલાં, હારમન્યુ) શંખ, ઈત્યાદિ આઘાતજનક નાદોમાં મનને શા માટે અટકાવવું જોઇએ વારૂ!

हृदयबिले कृत कुण्डल उल्बण कलना विषो मनोभुजगः ।
यस्योपशान्तिमगमच्चन्द्रवदुदितं तमव्ययं वंदे ॥

હૃદયરૂપ રાફડામાં ધુંસળું વળીને પડેલો તીક્ષ્ણ વિષવાળો મનોરૂપ સર્પ ઉપશાંતિને પામ્યો હોય, તે ચંદ્રની પેઠે ઉદય પામેલા અવ્યયને—અવિકારી પુરૂષને હું કોટિ નમસ્કાર કરૂં છું.

भ्रमस्य जागतस्यास्य जातस्याकाशवर्णवत् ।
अपुनः स्मरणं मन्ये साधो विस्मरणं वरम् ॥

હે સાધો! ભરદ્વાજ આકાશમાં નીલવર્ણની પેઠે બ્રહ્મમાં મિથ્યા ઉપજેલા આ જગતરૂપી ભ્રમનું ફરીથી સત્યરૂપે સ્મરણ ન થાય—તેનું વિસ્મરણ જ થાય તેને જ હિતકર કૈવલ્ય માનું છું. આત્મજ્ઞાનીને પોતાના સ્વરુપના વિસ્મરણથી બીજો કોઈ મોટો અનર્થ નથી.

मनः स्थिरं यस्य विनाऽलंबनं, वायुःस्थिरो यस्य विना निरोधनम् ।
दृष्टिः स्थिरा यस्य विनाऽवलोकनं, स एव योगी स च शंकरः स्मृतः ॥ शि० गी.

કોઈ પણ પ્રકારના અવલંબન વિના જેનું મન સ્થિર થઈ જાય છે, તથા નિરોધ કર્યા વિના જેનો પ્રાણવાયુ સ્થિર થઈ જાય છે, તથા કાંઈ પણ પ્રકારના અવલોકન વગર જેની દ્રષ્ટિ સ્થિર થઈ જાય છે. તે યોગી છે અર્થાત્ બ્રહ્મ સ્વરૂપ છે અને શિવ છે. માટે વિવેકીજનો તે રૂપ થાય.

જા મરનેસેં જગ ડરે, મેરે સદા આનંદ;
કબ મરીહું કબ ભેટીહું? પૂરન પરમાનન્દ.

**સત્યાનાશઃ**—એટલે સૃષ્ટિનો અથવા ઘરબાર કુટુંબનો નાશ થવો એનું નામ સત્યાનાશ નહીં. કારણ કે; તે તે વસ્તુઓ તો નાશવંત જ છે. પરંતુ આ મનુષ્ય શરીર પામીને જેણે પોતાના સત્યસ્વરૂપ આત્માને જાણ્યો નહીં તેણે સત્યનો નાશ કર્યો ગણાય અને તેનું નામ સત્યા–નાશ જાણવું.

**સત્યાનાશ** કરવા અને કરાવવાવાળા કેટલાક સ્વાર્થી, તથા સમુદ્રની લંબાઈ અને પ્હોળાઇની માત્ર વાતો કરવાવાળા, તથા **આત્મજ્ઞાનનો ઉપદેશ કરે એવા ગુરુ વિનાના નુગરાઓ,** લોકોને એવું સમજાવે છે કે; ઘણા ઘણા જન્મોને અંતે જ્ઞાન થાય છે, માટે કરતા હો તે કરો. આવા અક્કલના પહાડો–બારદાનોએ જાણવું કે છેલ્લાં મહાપ્રલય પછી **સૃષ્ટિના આરંભથી જન્મો ધારણ કરતાં કરતાં સત્ય, દ્વાપર, ત્રેતા, અને કલિ એવા ૧૧૧ યુગ તો વીતી ગયા! છતાં હજી બાકી રહ્યું હશે કેમ?** હજી કલિયુગની શરૂઆત છે તેમાં જરા ઠીક છે. પણ હવે પછી એવો સમય આવશે કે, મદિરા-પાનથી ચકચૂર થએલ માણસની જેવી મનોદશા હોય તેવા પ્રકારની માણસોની **મનોદશા થઈ જશે.** અને ત્યારબાદ ૨૮મો પ્રલય થશે એટલે તને **ક્યારે સમય મળવાનો? માટે ચેત ચેત! જેણે** શરીર ધારણ કર્યું છે તે અવશ્ય મરવાના જ. માટે આ સંસારનો હાલ જોઈ વિચારી પોતાના સત્યસ્વરૂપ આત્માનો નિશ્ચય કરી **સમજીને મરો તો અમર થાવ.**

**ગર્ભવાસઃ**—તેનું નામ નરકવાસ (મળમૂત્રનો ખાડો) છે. પોતાના પ્રારબ્ધકર્મવડે સંયુક્ત જીવદેહની પ્રાપ્તિ વાસ્તે પિતાના વિર્યની સાથે માતાના ઉદરમાં પ્રવેશ કરે છે, માતા જે ખોરાક ખાય છે તેનાથી તેનું પોષણ થઈ ત્યાં ક્રમસર વૃદ્ધિને પામે છે. એક માસમાં શિર, બે માસમાં હાથપગ, ત્રીજે મહિને નખ, રોમ, અસ્થિ, લિંગ, નાક વિગેરે છિદ્ર. ચોથે અને પાંચમે મહિને સપ્તધાતુ ઉત્પન્ન થાય છે. ઉદરમાં રહેલા ઝીણાં જીવડાં તે બાળકને કરડે છે; એટલે તે ક્ષણેક્ષણે

મૂર્છાને પ્રાપ્ત થાય છે. તે બાળકનો અને જીવડાંનો એક જ માતાના ઉદરમાં જન્મ છે અને તેવે સમયે અપથ્ય પદાર્થો જેવાકે તેલ, મરચું, ખટાશ, ભૂતડો, માટી ઇત્યાદિનું માતા ભક્ષણ કરે છે તેની અસરથી તથા જઠરાગ્નિના તાપથી બાળક સર્વ અંગોમાં પીડા પામે છે. ડોક તથા માથું વાંકું વાળી ઉંધે માથે કેદીની માફક સ્થિત થાય છે. તેવે સમયે ઈશ્વરની ઇચ્છાથી તેને એકસો જન્મના જ્ઞાનની સ્મૃતિ થાય છે. એટલે બન્ને હાથ જોડી અતિવ્યાકુળ વાણીથી અત્યંત પશ્ચાત્તાપ કરે છે કે; અનેકવાર જન્મો ધારણ કરી અનેક માતા, પિતા, મિત્ર, ભાઈ, ભાંડુ વિગેરે મેં જોયાં છે. અને ગર્ભવાસથી છૂટવા માટે વ્યાકુલ વાણીથી વિષ્ણુભગવાનની સ્તુતિ કરે છે કે; હે ભગવન્ મેં ઘણાં ઘણાં દુઃખો જોયાં છે, માટે હવે મારો આ ગર્ભવાસ—નર્ક-વાસમાંથી છૂટકારો કરો, અને હવે હું આવાં અનેક પ્રકારનાં ગર્ભવાસનાં દુઃખોથી છૂટવા માટે સારથીરૂપ બુદ્ધિવડે કરીને તત્કાલ મારા આત્માને અજ્ઞાનથી મુક્ત કરીશ. એટલે દસમે માસે અતિસંકુચિત યોનિમાંથી અતિકષ્ટપૂર્વક બહાર આવે છે. કે તરત એકસો જન્મના જ્ઞાનની જે સ્મૃતિ ગર્ભમાં હતી તે નષ્ટ થાય છે એટલે રૂદન કરે છે. આ બાબત ઘણી ટુંકમાં અને સાર રૂપે લખેલ છે.

સર્વ ઉપનિષદોમાં જે સિદ્ધાંત પ્રતિપાદન કરેલો છે તેનું આચાર્ય ભગવાને આ બ્રહ્મનામાવલિ સ્તોત્રમાં અતિસંક્ષેપમાં નિરૂપણ કરેલું છે, તે સ્તોત્ર જિજ્ઞાસુને મનન કરવા યોગ્ય છે.

## બ્રહ્મનામાવલિ સ્તોત્રમ્

સકૃચ્છ્રવણમાત્રેણ બ્રહ્મજ્ઞાન યતો ભવેત્ ।
બ્રહ્મનામાવલિમાલા સર્વેષાં મોક્ષસિદ્ધયે ॥ ૧ ॥

જે બ્રહ્મનામાવલિ માલાના એકવાર શ્રવણ માત્રવડે જિજ્ઞાસુને બ્રહ્મજ્ઞાન થાય છે તે બ્રહ્મનામાવલિ માલા સર્વ જિજ્ઞાસુઓને મોક્ષસિદ્ધિ

માટે થાઓ, સર્વ જિજ્ઞાસુઓને જ્ઞાનવડે મોક્ષ આપનારી થાઓ. ૧

**અસંગોહમસંગોઽહમસંગોહં પુનઃ પુનઃ ।**
**સચ્ચિદાનન્દરૂપોહમહમેવાહમવ્યયઃ ॥ ૨ ॥**

હું અસંગ–નિર્લેપ છું, હું અસંગ છું, પુનઃ પુનઃ હું અસંગ છું, હુંજ સચ્ચિદાનંદ રૂપ છું, હુંજ અવિનાશી છું. ૨

**નિત્યશુદ્ધવિમુક્તોહું નિરાકારોહમવ્યયઃ ।**
**ભૂમાનંદસ્વરૂપોહમહમેવાહમવ્યયઃ ॥ ૩ ॥**

હું નિત્યશુદ્ધ ને અત્યંત મુક્ત છું, હું નિરાકાર છું, હું અવિકારી છું, હું પૂર્ણાનંદ સ્વરૂપ છું, હુંજ અવિનાશી છું. ૩

**નિત્યોહં નિરવદ્યોહું નિરાકારોહમચ્યુતઃ ।**
**પરમાનંદસ્વરૂપોહમહમેવાહમવ્યયઃ ॥ ૪ ॥**

હું નિત્ય છું, હું નિર્દોષ છું, હું નિરાકાર છું, હું અચ્યુત છું, હું પરમાનંદ સ્વરૂપ છું, હુંજ અવિનાશી છું. ૪

**શુદ્ધચૈતન્યરૂપોહમાત્મારામોહમેવ ચ ।**
**અખંડાનંદરૂપોહમહમેવાહમવ્યય ॥ ૫ ॥**

હું શુદ્ધ ચૈતન્યરૂપ છું, અને હુંજ આત્મામાં રમણ કરનારો છું, હું અખંડાનંદરૂપ છું, હુંજ અવિનાશી છું. ૫

**શાશ્વતાનંદરૂપોહં શાંતોહું પ્રકૃતેઃ પરઃ ।**
**પ્રત્યક્ચૈતન્યરૂપોહમહમેવાહમવ્યયઃ ॥ ૬ ॥**

હું શાશ્વત આનંદરૂપ છું, હું શાંત છું. હું પ્રકૃતિથી પર છું, હું પ્રત્યક્ ચૈતન્યરૂપ છું, હુંજ અવિનાશી છું. ૬

**તત્ત્વાતીતઃ પરમાત્મા મધ્યાતીતઃ પરઃ શિવઃ ।**
**માયાતીતઃ પરં જ્યોતિરહમેવાહમવ્યયઃ ॥ ૭ ॥**

મહત્તત્વાદિ તત્વોથી પર પરમાત્મા હું છું, હું મધ્યમાં પ્રતીત થતા સંસારથી પર ઉત્કૃષ્ટ મંગલરૂપ છું, માયાથી પર પરમજ્યોતિરૂપ છું, હુંજ અવિનાશી છું. ૭

**નામરૂપવ્યતીતોહં ચિદાકારોહમચ્યુતઃ ।**
**સુખરૂપસ્વરૂપોહમહમેવાહમવ્યયઃ ॥ ૮ ॥**

હું નામરૂપથી અત્યંત પર છું, હું ચૈતન્યરૂપ છું, હું અચ્યુત છું, હું સુખસ્વરૂપ છું, હું જ અવિનાશી છું. ૮

**માયા તત્કાર્યદેહાદિ મમ નાસ્ત્યેવ સર્વદા ।**
**સ્વપ્રકાશૈકરૂપોહમહમેવાહમવ્યયઃ ॥ ૯ ॥**

માયા ને તેના કાર્ય દેહાદિ સર્વદા મારાં નથી જ, હું કેવલ પ્રકાશસ્વરૂપ છું, હું જ અવિનાશી છું. ૯

**ગુણત્રયવ્યતીતોહં બ્રહ્માદીનાં ચ સાક્ષ્યહમ્ ।**
**અનંતાનંદરૂપોહમહમેવાહમવ્યયઃ ॥ ૧૦ ॥**

હું ત્રણ ગુણથી અત્યંત રહિત છુ, હું બ્રહ્મા આદિનો સાક્ષી છું, હું દેશકાલને વસ્તુના પરિચ્છેદથી રહિત છું, હું જ અવિનાશી છું. ૧૦

**અન્તર્યામિસ્વરૂપોહં કુટસ્થઃ સર્વગોસ્મ્યહમ્ ।**
**પરમાત્મસ્વરૂપોહમહમેવાહમવ્યયઃ ॥ ૧૧ ॥**

હું અંતર્યામિ સ્વરૂપ છું, હું કૂટસ્થ લુહારની એરણની પેઠે નિર્વિકાર છું, હું સર્વ વ્યાપક છું, હું પરમાત્મ સ્વરૂપ છું, હું જ અવિનાશી છું. ૧૧

**નિષ્કલોહં નિષ્ક્રિયોહં સર્વાત્મા ચ સનાતનઃ ।**
**અપરોક્ષસ્વરૂપોહમહમેવાહમવ્યયઃ ॥ ૧૨ ॥**

હું પ્રાણાદિ કલા રહિત છું, હું ક્રિયા રહિત છું, હું સર્વનો આત્મા તથા સનાતન છું, હું અપરોક્ષ સ્વરૂપ છું, હું જ અવિનાશી છું. ૧૨

**દ્વંદ્વાદિસાક્ષીરૂપોહમચલોહં સદોદિતઃ ।**
**સર્વસાક્ષીસ્વરૂપોહમહમેવાહમવ્યયઃ ॥ ૧૩ ॥**

હું માનાપમાનાદિ દ્વંદ્વોનો સાક્ષી છું, હું અચલ છું, હું સર્વદા પ્રકાશવાન છું, હું સર્વ સ્થાવર જંગમના સાક્ષીરૂપ છું, હું જ અવિનાશી છું. ૧૩

**પ્રજ્ઞાનઘન એવાહં વિજ્ઞાનઘન એવ ચ ।**
**અકર્તાહમભોક્તાહમહમેવાહમવ્યયઃ ॥ ૧૪ ॥**

હું પ્રજ્ઞાનઘન જ છું, હું વિજ્ઞાનઘન જ છું, હું અકર્તા છું, હું અભોક્તા છું, હું જ અવિનાશી છું. ૧૪

**નિરાધારસ્વરૂપોહં સર્વાધારોહમેવ ચ ।**
**આપ્તકામસ્વરૂપોહમહમેવાહમવ્યયઃ ॥ ૧૫ ॥**

હું નિરાધાર સ્વરૂપ છું, હું જ સર્વના આધારરૂપ છું, હું પ્રાપ્ત કામસ્વરૂપ છું, હું જ અવિનાશી છું. ૧૫

**તાપત્રયવિમુક્તોહં દેહત્રયવિલક્ષણઃ ।**
**અવસ્થાત્રયસાક્ષ્યસ્મિ અહમેવાહમવ્યયઃ ॥ ૧૬ ॥**

હું ત્રણ તાપથી અત્યંત મોકળો છું, હું ત્રણ શરીરથી અત્યંત વિલક્ષણ છું, હું ત્રણ અવસ્થાઓનો સાક્ષી છું, હું જ અવિનાશી છું. ૧૬

**દૃગ્દૃશ્યૌ દ્વૌ પદાર્થૌસ્તઃ પરસ્પરવિલક્ષણૌ ।**
**દૃગ્બ્રહ્મ દૃશ્યં માયેતિ સર્વ વેદાન્તડિંડિમઃ ॥ ૧૭ ॥**

દૃષ્ટા અને દૃશ્ય એવા બે પદાર્થ આ વિશ્વમાં છે, તે પરસ્પર વિપરીત લક્ષણવાળા છે, તેમાં દૃષ્ટા બ્રહ્મ છે, ને દૃશ્ય માયા[1] છે, એવો સર્વ ઉપનિષદોનો ડંકો છે. ૧૭

**ઘટકુડયાદિકં સર્વં મૃત્તિકામાત્રમેવ ચ ।**
**તદ્વદ્બ્રહ્મ જગત્સર્વમિતિ વેદાંતડિંડિમઃ ॥ ૧૮ ॥**

ઘડો ને ભીંત આદિક સર્વ માત્ર માટી જ છે, તેમ સર્વ જગત્ નામરૂપનો બાધ કરતાં બ્રહ્મ જ છે એવો સર્વ ઉપનિષદોનો ડંકો છે. ૧૮

---

૧ જેમ કાચમાં પડેલો ફોટો કાંઈ પણ ચીજ કે વસ્તુ નથી તથા તેને પકડવા જઈએ તો હાથમાં પણ આવતો નથી. અર્થાત્ કોઇ પણ પ્રકારનું તેનું અસ્તિત્વ નથી; પરંતુ માત્ર દેખાવા પુરતો જ મિથ્યાભાસ હોય છે. જુવો પાને ૫૩ તેવી જ રીતે બ્રહ્મ—આત્મામાં શરીરાદિથી માંડીને જગતના યાવન્માત્ર પદાર્થોની અસ્તિ છે. આ દૃષ્ટાંતને બુદ્ધિથી વિચારી લેવો.

અહું સાક્ષીતિ યો વિદ્યાદ્વિવિચ્યૈનં પુનઃ પુનઃ ।
સ એવ મુક્તોસૌ વિદ્વાનિતિ વેદાંતડિંડિમઃ ॥ ૧૯ ॥

આ દશ્યને પુનઃ પુનઃ પોતાથી પૃથક્ કરી "હું સાક્ષી છું" એમ જે જાણે છે, તે જ મુક્ત[1] છે ને તે જ જ્ઞાની છે. એવો સર્વ ઉપનિષદોનો ડંકો છે. ૧૯

બ્રહ્મ સત્યં જગન્મિથ્યા જીવો બ્રહ્મૈવ નાપરઃ ।
અનેન વેદ્યં સચ્છાસ્ત્રમિતિ વેદાંતડિંડિમઃ ॥ ૨૦ ॥

બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે, ને જીવ બ્રહ્મ જ છે તેનાથી ભિન્ન નથી, એવું સત્‌શાસ્ત્રના બોધ વડે જાણવા યોગ્ય છે એવો સર્વ ઉપનિષદોનો ડંકો છે. ૨૦

અંતર્જ્યોતિર્બહિર્જ્યોતિ; પ્રત્યગ્‌જ્યોતિ; પરાત્પરઃ ।
જ્યોતિર્જ્યોતિઃ સ્વયંજ્યોતિરાત્મજ્યોતિઃ શિવોસ્મ્યહમ્ ॥૨૧॥

હું અંતર્જ્યોતિરૂપ, બહારના પ્રકાશરૂપ, સર્વાંતરજ્યોતિરૂપ, માયાથી પર, સર્વ જ્યોતિઓના જ્યોતિરૂપ સ્વયંપ્રકાશ, આત્મજ્યોતિરૂપ ને કલ્યાણરૂપ છું. ૨૧

શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમત્ શંકરાચાર્ય
વિરચિત બ્રહ્મનામાવલિ સ્તોત્રં સંપૂર્ણમ્

## ॥ મોક્ષેચ્છુને સંક્ષેપ સૂચના ॥

## જ્ઞાનના વિરોધી પ્રતિબાધકો અર્થાત્‌કારભારીઓ

વાસ્તવિક રીતે પોતાનું મુખ્ય અને સત્યસ્વરૂપ આત્મા અર્થાત્ બ્રહ્મ જ છે, છતાં ભેદવાદીઓએ દેહ (જીવ)રૂપ મનાવી બનાવ્યા તેમ બન્યા, જોતાં છતાં અન્ધ બન્યા જેનો એક દષ્ટાંતઃ—એક બ્રાહ્મણે એક બકરી ખરીદ કરી. પણ જ્યાંથી ખરીદ કરી તે ઠગારા ને ચોરનું ગામ હતું; તેઓ મહા ચતુર ને ઉસ્તાદ ઉઠાવગીર હતા. તેમણે બે ત્રણ

---

૧ सा विद्या या विमुक्तये વિદ્યા પણ તેને જ કહેવી કે જે મુક્ત કરે. અર્થાત્ જે વડે અવિનાશી બ્રહ્મ જાણવામાં આવે, તે સિવાયની સર્વે વિદ્યા સમજણો, शुनः पुच्छमिव व्यर्थं.

જણે મળીને વિચાર કર્યો કે આ બ્રાહ્મણે પૈસા આપી બકરી લીધી પરંતુ આપણે ચતુર ત્યારે કે બકરી એની પાસેથી પડાવી લઇએ. પછી બ્રાહ્મણ પોતાના ગામ ભણી જતો હતો, ત્યાં થોડે રસ્તાને છેડે એક ઠગ ઉભો રહ્યો. બ્રાહ્મણને કહેવા લાગ્યો: "તમે બ્રાહ્મણ હોઇને આ કુતરો ઉપાડી ક્યાં ચાલ્યા!" બ્રાહ્મણે બકરીને ખાંધ ઉપરથી ઉતારી તપાસ્યું ને ખાત્રી કરી કે બકરી છે. તે આગળ ચાલ્યો; થોડે ગયો કે બીજો ઠગ મલ્યો. તેણે પણ એ જ પ્રશ્ન પૂછ્યો. વળી ખાતરી કરી કે બકરી છે. તે આગળ ચાલ્યો. વળી થોડે છેટે ત્રીજો ઠગ[1] મલ્યો. તેણે પણ એ જ પ્રશ્ન પૂછ્યો. બ્રાહ્મણ મનમાં સમજ્યો કે વખતે વસ્તુતઃ કુતરી હશે ને મને ભ્રમ થયો હશે; મારી આંખે બકરી દેખાતી હશે. એમ સમજી તે બકરીને મુકી ચાલતો થયો; એટલે પેલા ઠગોએ તે બકરીને ઉપયોગમાં લઇ લીધી. તેમ જ દેહથી આપણે ભિન્ન છીએ એવું સમજાય છતાં ભેદવાદીઓથી ભ્રમમાં પડી ઠગાવું નહીં એવો તાત્પર્ય છે.

ભેદવાદીઓ એવું સમજે છે કે; પશુઓ હાથમાંથી છટકી જશે એવી ધાસ્તીથી અનેક પ્રકારનો પ્રલાપ કરી શ્રોતાની આંખો ફોડી લોકોને ભ્રમમાં અને ભ્રમમાં રાખવા માટે વિવિધ પ્રયત્નો આદરે છે, અને તેવા મનુષ્યના સંસર્ગદોષથી જ્ઞાન ઠરતું નથી અર્થાત્ ધ્રૂવ નિશ્ચય થતો નથી, તેમ જ નિદિધ્યાસનના અભાવે શાબ્દિકજ્ઞાન વિચ્છિન્ન થઇ જાય છે. માટે મુમુક્ષુ (મોક્ષેચ્છુ) જનોએ ગૌણ ક્રિયાઓ અને ચેષ્ટાઓની ઉપેક્ષા કરી નિદિધ્યાસનવડે સ્વરૂપનું અનુસંધાન કરી બલયુક્ત થવું.

આત્મજ્ઞાન સિવાય કોઇનો ઉદ્ધાર થયો નથી અને થશે પણ નહીં. માટે હે વાતુલ! નિદિધ્યાસન કર અને નિશ્ચય કર, નિશ્ચય કર ભ્રમમાંથી નીકળ અને બીજાઓને ભ્રમમાંથી મુક્ત કર.

---

૧ दुर्जनं प्रथमं वंदे सज्जन तदनंतरं ।
मुखप्रक्षालनात्पूर्वं गुदप्रक्षालनं यथा ॥

## ॥ સ્વપ્નબોધ શ્રી સુંદરદાસજી ॥

સ્વપ્નેમેં મેલા ભયો સ્વપ્નેમાંહિ બિછોહ;
સુંદર જાગ્યો સ્વપ્નતેં નહીં મોહ નિર્મોહ. ॥ ૧ ॥
સ્વપ્નેમેં સંગ્રહ કીયો સ્વપ્નેહીમેં ત્યાગ;
સુંદર જાગ્યો સ્વપ્નતેં ના કછુ રાગ વિરાગ. ॥ ૨ ॥
સ્વપ્નેમેં રાજા કહેં સ્વપ્નેહીમેં રંક;
સુંદર જાગ્યો સ્વપ્નતેં નહિં સાથરો પ્રયંક. ॥ ૩ ॥
સ્વપ્નેમેં હત્યા લગી સ્વપ્ને ન્હાયો ગંગ;
સુંદર જાગ્યો સ્વપ્નતેં પાપ ન પુન્ય પ્રસંગ.[1] ॥ ૪ ॥
સ્વપ્ને શૂરાતન કિયો સ્વપ્ને ચાલ્યો ભાગિ;
દોન જુ મિથ્યા વ્હૈ ગયે સુંદર દેખ્યો જાગિ. ॥ ૫ ॥
સ્વપ્ને ગયો પ્રદેશમેં સ્વપ્ને આયો ભૌન;
સુંદર જાગ્યો સ્વપ્નતેં આયો ગયો સુ કૌન. ॥ ૬ ॥
સ્વપ્ને ખોઈ વસ્તુકોં પાઈ સ્વપ્ને માંહિ;
સુંદર જાગ્યો સ્વપ્નતેં પાઈ ખોઈ નાહિં. ॥ ૭ ॥
સ્વપ્નેમેં ભૂલ્યો ફિર્યો સ્વપ્ને પાઈ વાટ;
સુંદર જાગ્યો સ્વપ્નતેં આ ઘટ રહ્યો ન ઘાટ. ॥૮॥
સ્વપ્ને ચૌરાસી ભ્રમ્યો સ્વપ્ને યમકી માર;
સુંદર જાગ્યો સ્વપ્નતેં નહિં ડૂબ્યો નહિં પાર. ॥૯॥
સ્વપ્નેમેં અરિવો કરૈ સ્વપ્ને જન્મે આઈ;
સુંદર જાગ્યો સ્વપ્નતેં કો આવ કો જાઈ. ॥ ૧૦ ॥
સ્વપ્નેમાંહિ સ્વર્ગ ગયો સ્વપ્ને નરકહિં દીન;
સુંદર જાગ્યો સ્વપ્નતેં ધર્મ અધર્મ ન કીન. ॥૧૧॥

---

૧ જ્ઞાન અર્જુનના જેવું હોવું જોઇએ.

સ્વપ્નેમૈં દુર્બલ ભયો સ્વપ્ને માંહિ સુપુષ્ટ,
સુંદર જાગ્યો સ્વપ્નતૈં નહીં રૂપ નહિં કુષ્ટ. ॥ ૧૨ ॥
સ્વપ્નેમૈં યમ નિયમ વ્રત સ્વપ્ને તીરથ દાન;
સુંદર જાગ્યો સ્વપ્નતૈં એક સત્ય ભગવાન. ॥ ૧૩ ॥
સ્વપ્ને દોડયો દ્વારિકા સ્વપ્ને જગન્નાથ;
સુંદર જાગ્યો સ્વપ્નતૈં ના કો સંગ ન સાથ. ॥ ૧૪ ॥
સ્વપ્નેમૈં મથુરા ગયો સ્વપ્નેમૈં હરિદ્વાર;
સુંદર જાગ્યો સ્વપ્નતૈં નહિં બદરી કેદાર. ॥ ૧૫ ॥
સ્વપ્નેમૈં નિંદા ભઈ સ્વપ્નેમાંહિ પ્રસંસ;
સુંદર જાગ્યો સ્વપ્નતૈં નહીં કૃષ્ણ નહિ કંસ.[1] ॥૧૬॥
સ્વપ્ન સકલ સંસાર હૈ સ્વપ્ના તીનો લોક;
સુંદર જાગ્યો સ્વપ્નતૈં તબ જાન્યો ફોકંફોક. ॥ ૧૭ ॥

**आस्तिकः**—એટલે જે મનુષ્ય "અહંબ્રહ્માસ્મિ" એવા પોતાના આત્મામાં "**अस्ति**" શ્રદ્ધા રાખે છે, અર્થાત્ શરીરનો નાશ થયા છતાં પણ પોતા ચૈતન્ય (ચિન્મય) આત્માની **અસ્તિ (હોવાપણું)** સમજે છે તે આસ્તિક ગણાય છે. અનેઃ—

**नास्तिकः**—એટલે જેની અસ્તિ નથી એવા મિથ્યા દેહાદિમાં હુંપણાની બુદ્ધિથી પોતાના સ્વરૂપનો ( આત્માનો ) જેણે ત્યાગ કરેલો છે, તે નાસ્તિક ગણાય છે.

---

१ अज्ञानसर्पदंष्टस्य ब्रह्मज्ञानौषधं विना ।
किमु वेदैश्च शास्त्रैश्च किमु मन्त्रैः किमौषधैः ॥

પંચ ભૂતના વળગાડ વાળાને અર્થાત્ અજ્ઞાન રૂપી સર્પથી ડસેલાને બ્રહ્મજ્ઞાન–આત્મજ્ઞાન રૂપી ઔષધિ વિના વેદથી, શાસ્ત્રથી, મન્ત્રથી તથા ઔષધોથી શો લાભ વારૂ ?

**શિવનું ભ્રકુટી નેત્ર**:—તેમાં શિવનામ[1] આત્માનું છે. એટલે કે; જેમ મહાદેવજીની ત્રીજી આંખ ઉઘડતાંની સાથે કામદેવ ભસ્મ થયો; તાત્પર્ય કે મનુષ્યને બે ચર્મચક્ષુ હોય છે પરંતુ જ્યારે ત્રીજું **સ્વરૂપ જ્ઞાન ચક્ષુ આવે છે ત્યારે જ પુણ્ય-પાપ અને જન્મમરણ રૂપી સંસાર ભસ્મ થાય છે.**

**ગ્રહણ**:—સૂર્યની આસપાસ આકાશમાં ફરતા જડ પૃથ્વ્યાદિ ગ્રહોની સૂર્ય-ચંદ્ર પર છાયા પડવાથી ખગ્રાસ કે ન્યુનાધિકરુપે ગ્રહણ થયું ગણાય છે. તેમ તારા સૂર્યરુપી આત્મામાં છાયારુપી જડ શરીરાદિના કર્મોમાં જે કર્તા ભોક્તાપણાના અભ્યાસરુપ રાહુનું અનાદિ કાળનું તને જે ગ્રહણ વળગ્યું છે તે ગ્રહણને સ્વરૂપ જ્ઞાન વડે કાઢી નાખ.

શિષ્ટ પુરૂષો બ્રાહ્મણો દાનાદિ લેતી વખતે આશિર્વચનમાં "**स्वस्ति**" ( સુ-અસ્તિ ) શબ્દ બોલે છે, અર્થાત્ સ્વ-અસ્તિ" એટલે તારૂં જે **પોતાપણું છે તે નાશ ભાવથી રહિત છે.**

હે બ્રહ્મપુત્ર! જનોઈમાં જે ત્રણ ત્રાગ તે સત્ત્વ, રજ, તમ જે બ્રહ્મગાંઠમાંથી નીકળેલા છે, તે અધિષ્ઠાન આત્મા-બ્રહ્મ તું છો. માટે પુરૂષાર્થ કરી **હું બ્રહ્મ જ છું એવી નીંગઠ બ્રહ્મગાંઠ વાળ.**

**સંત સદ્દગુરુ શાસ્ત્ર શ્રુતિ, સબ મીલ કીનો તોલ;**
**જીવ બ્રહ્મ સોઈ એક હે, કહત બજાઈ ઢોલ.**

એક પ્રચલિત કહેવત છે કે; **સત્તર વખત સમજાવ્યું પણ સમજ્યો નહિ.** તાત્પર્ય કે શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માએ અર્જુનને સત્તર અધ્યાય કહ્યા છતાં અર્જુનના સમજવામાં ન આવ્યું અને અઢારમે અધ્યાયે ( જુઓ પાને ૬૨ ) અર્જુનની શંકા-ભ્રાન્તિ નિવૃત્ત થઈ. તો જણાવવાનું કે આ નાનકડા સારરૂપ પુસ્તકમાં **દ્રષ્ટાંતો અને યુક્તિઓદ્વારા આત્માની સમજણ** અર્થાત્ આત્મબોધ કરાયેલો છે, તેમ તને તારા સ્વરૂપનો-આત્માનો નિશ્ચય ન થયો હોય, અને **ન જ થઇ શકતો હોય તો**:—

---

૧ अहं चैव महादेवो न भिन्नः परमार्थतः ।
विभज्य स्वेच्छयात्मानं सोऽन्तर्यामीश्वरः स्थितः ॥

## ૐકારનો સહેલો અર્થ:-કોષ્ટક

| માત્રા | અવસ્થા | સ્થાન | આધ્યાત્મિક અભિમાની આત્મા | આધિદૈવનો અભિમાની આત્મા | ભોગ | શરીર |
|---|---|---|---|---|---|---|
| અ | જાગ્રત્ | દક્ષિણ નેત્ર | વિશ્વ | વિરાટ્ | સ્થુલ | "સ્થુલ" પંચીકૃત મહાભૂતનું |
| ઉ | સ્વપ્ન | અંતઃકરણ | તૈજસ | હિરણ્ય ગર્ભ | સૂક્ષ્મ | "સૂક્ષ્મ" અપંચીકૃત મહાભૂતનું |
| મ્ | સુષુપ્તિ | હૃદયાકાશ | પ્રાજ્ઞ | અંતર્યામિ | આનંદ | "કારણ" અજ્ઞાનનું |

**ध्यान अहंग्रह प्रणवरूपको, कह्यो सुरेश्वर श्रुति अनुसार ।**
**अक्षर प्रणव ब्रह्म ममरुपसु, यूं अनुलव निजमतिगति धार ॥**

પ્રણુવ એટલે ॐकार સ્વરૂપનું અહંગ્રહ ધ્યાન માંડૂકયોપનિષદ્, પ્રશ્નોપનિષદ્ આદિક શ્રુતિઓને અનુસાર, એટલે પ્રણુવ અક્ષર બ્રહ્મ સ્વરૂપ છે 'તે પ્રણુવરૂપ બ્રહ્મ હું છું' એ રીતે **ક્ષણુમાત્ર પણુ અંતરાય રહિત** બુદ્ધિની વૃત્તિ રાખ્યા કર. અને તેની રીત શ્રી સુરેશ્વરકૃત પંચીકરણુ ગ્રંથમાંથી શ્રીગુરુમુખ સમજી લે. અને—

**जो यह निर्गुण ध्यान न है तौ, सगुणईश करि मनको धाम ।**
**सगुणउपासन हू नहिं है तौ, करि निष्कामकर्म भजि राम ॥**
**जो निष्कामकर्म हू नहिं है, तौ करिये शुभकर्म सकाम ।**
**जो सकामकर्म हू न होवै, तौ शठ बारबार मरि जाम ॥**

ઉપર જણાવ્યા પ્રમાણે અહંગ્રહ ધ્યાન–નિર્ગુણઉપાસના બની શકે નહિ તો સગુણ (પ્રતીક) ઉપાસનાદિ કરવાં અને તેમાં **મનને સ્થિર કરવું**. તે પણુ બની શકે નહિ તો પોતાના વર્ણાશ્રમને યોગ્ય કર્મ કરી તે ઇશ્વરને અર્પણુ કર, તથા સાથે રામનામાદિકનો જપ–કીર્તન કરી ઇશ્વરને ભજ. તે પણુ બની શકે નહિ તો કામના સહિત શુભકર્મ કરવાં. તે પણુ બની શકે નહિ તો **હે શઠ માણુસ! તું વારંવાર મરીને જન્મ ધારણુ કર્યાં કર.**

### "જ્ઞાનીનો દેહત્યાગ અને નિર્ભયતા"

**"आनंदं ब्रह्मणोविद्वान् न बिभेतिकुतश्चनेति ॥" श्रुतिः**

જેમ સ્વપ્નમાં ખડ્ગનો ઘા લાગતાં જાગ્રત થયા બાદ કહેવું કે હવે હું બચવાનો નથી. એવી રીતે જગતનાં **કાર્યો માત્ર આત્મામાં મિથ્યા છે**, એવો જ્ઞાનીઓનો દ્રઢ અનુભવ અને નિશ્ચય હોય છે. અને જેમ વંધ્યાના પુત્રને મરતો જોતાં તેની માતાને શોક થાય ખરો કે!!! તેવી જ રીતે જ્ઞાનીના દેહવિલય સમયે જાણી લેવું. જલ,

સ્થલ, અંતરીક્ષ, વા રસ્તામાં ગમે ત્યાં દેહત્યાગ થાય પણ તે મૂર્ખોની માફક ગર્ભમાં આવતો નથી.

**तीर्थे चान्त्यजगेहे वा नष्टस्मृतिरपि त्यजन् ।**
**समकाले तनुं मुक्तः कैवल्यव्यापको भवेत् ॥ द० प्र.**

જ્ઞાનવાન મનુષ્ય તીર્થમાં, અથવા ચાંડાલના ઘરમાં, તથા સાવધપણાથી અથવા અસાવધપણાથી, "**येना केनापि भावे न यत्र कुत्र मृता अपि ॥**" ગમે તેવા નિમિતથી, તથા ઉત્તમ મધ્યમાદિ ગમે તેવી ભૂમિમાં શરીરનો ત્યાગ કરે પરંતુ "**न तस्य प्राणा उत्क्रामन्ति ॥**" તેના પ્રાણ લોકાન્તરમાં કે દેહાન્તરમાં ગમન કરતા નથી, તેમજ "**परलोकभयं यस्य नास्ति मृत्युभयं तथा ॥**" પરલોકનો ભય હોતો નથી તે પ્રમાણે મૃત્યુનો પણ ભય હોતો નથી, કારણકે તેની બુદ્ધિમાં "**न करोमि न भुञ्जामि इति मे निश्चला मतिः**" કર્મના કર્તા અને તેના ફલના ભોક્તાપણાનો અભ્યાસ હોતો નથી એટલે કે; દૃઢ અપરોક્ષ જ્ઞાનવાન તે વિદ્વાનનો આત્મા જેમ ઘડો ફૂટવાથી ઘડાનું આકાશ મહાકાશમાં લીન થાય છે, તેમ વ્યાપક ચેતન બ્રહ્મમાં લીન થાય છે.

**निरस्तातिशयानन्दं ब्रह्मं परमं पदम् ।**
**पुनरावृत्तिरहितं कैवल्यं प्रतिपद्यते ॥**

**त्वत्साक्षिकं सकलमेतदवोचमित्थं ।**
**भ्रातर्विचार्य भवता करणीयमिष्टम् ॥**

**येनेदृशं न भवति भवतोऽपि कष्टं ।**
**शोकाकुलस्य भवसागरमग्नमूर्तेः ॥**

હે ભાઇ ! મેં તારા સમક્ષમાં જે સર્વે કહ્યું તેનો વિચાર કરીને હવે તને ફરીને ભવસાગરમાં ડૂબી શોક કરવાનો દુઃખદાયક સમય ન આવે અને તને પરબ્રહ્મની પ્રાપ્તિ થાય તેવું કરી લેજે.

# परापूजा

पूर्णस्यावाहनं कुत्र सर्वाधारस्य चासनम् ।
स्वच्छस्य पाद्यमर्घ्यं च शुद्धस्याचमनं कुतः ॥ १

निर्मलस्य कुतः स्नानं वस्त्रं विश्वोदरस्य च ।
निरालम्बस्योपवीतं पुष्पं निर्वासनस्य च ॥ २

निर्लेपस्य कुतो गन्धो रम्यस्याभरणं कुतः ।
नित्यतृप्तस्य नैवेद्यस्ताम्बूलं च कुतो विभोः ॥ ३

प्रदक्षिणा ह्यनन्तस्य ह्यद्वयस्य कुतो नतिः ।
वेदवाक्यैरवेद्यस्य कुतः स्तोत्रं विधीयते ॥ ४

स्वयंप्रकाशमानस्य कुतो नीराजनं विभोः ।
अन्तर्बहिश्च पूर्णस्य कथमुद्वासनं भवेत् ॥ ५

एकमेव परा पूजा सर्वावस्थासु सर्वदा ।
एकबुद्ध्या तु देवेशे विधेया ब्रह्मवित्तमैः ॥ ६

विश्वानि देवसवितर्दुरितानि परासुव
यद्भद्रं तन्न आसुव ॥ ॐ शांतिरस्तु ।

ॐ द्यौः शान्तिरन्तरिक्षꣳशान्तिः पृथिवी शान्तिरापः शान्तिरोषधयः शान्तिः । वनस्पतयः शान्तिर्विश्वे देवाः शान्तिर्ब्रह्म शान्तिः सर्वꣳशान्तिः शान्तिरेव शान्तिः सा मा शान्तिरेधि ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

॥ संपूर्णम् ॥

हरि ॐ तत्सत् ॥

आपन आपन थान मुकाम स-राहनकूं सब भाँति भली है।
यज्ञ व्रतादिक तीरथ दान पु-रान कथा जु अनेक चली है॥
कोटिक और उपाय जहाँ लगि, ते सुनिके नरबुद्धि छली है।
सुंदर ज्ञान विना न कहुं सुख, भूलनकी बहु भाँति गली है॥

અર્થઃ—પોતપોતાનું સ્થાન, મુકામ, બધા સારી રીતે શોભાવે છે એટલે સર્વે પોતપોતાના પંથના વખાણ કરે છે તથા યજ્ઞ, વ્રત વિગેરે, અને તીર્થ, દાન, તથા પુરાણની કથા એવું એવું અનેક જાતનું ચાલ્યું છે. તથા તેવા બીજા કરોડો ઉપાયો તે બધા સાંભળીને માણસની બુદ્ધિ છળી જાય છે. સુંદરદાસજી કહે છે કે; એવી એવી રીતે ભુલાવાના તો અનેક પ્રકારના વાડા અને ગલ્લીઓ છે, પરંતુ જ્ઞાન વિના કાંઈ સુખ નથી, અને મુક્તિ પણ નથી.

શ્રી કાશીમાં શ્રદ્ધાળુ મનુષ્યને મરણ વખતે—

## શ્રી મહાદેવજીનો ઉપદેશ

नेयं गंगा न काशी त्वमपि न च तथा नैव मुक्तिर्न चाहं।
सत्यं चैतन्यमात्रं जगदिदमखिलं स्वप्रवच्चिद्विवर्त्तम् ॥

---

नाग्निर्न सूर्या न च चंद्रतारका न भूर्जलं खं श्वसनोऽथ वाङ्मनः।
उपासिता भेदकृतो हरंत्यघं विपश्चितो घ्नन्ति मुहूर्त्तसेवया ॥

ભેદ દ્રષ્ટિથી જીંદગીભર દેવોની ઉપાસના કરનારાનાં પાપોને દેવતાઓ નષ્ટ કરતા નથી; પરંતુ વિદ્વાન મહાત્મા તો એક મુહૂર્ત સેવા કરનારનાં પાપોને નષ્ટ કરે છે.